હ. ભોગીલાલ સાંકળચંદ વડનગર વાળા તરફથી ભેટ.

# તીર્થ ગાઇડ.



## ભાગ ૧ લો.

## શ્રી સમેત સીખરજીનો પ્રવાસ.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

મહુવા નિવાસી.

**પરીખ મોતીલાલ મગનલાલ.**

ગુસાપારેખની પોળ—અમદાવાદ.

કીમત ફક્ત ચાર આના.

શ્રીપાર્શ્વજીનાય નમઃ

# તીર્થ ગાઈડ.

## ભાગ ૧ લો.

## શ્રી સમેતશીખરજીનો પ્રવાસ.

જૂદી જૂદી નગરીઓના વર્ણન સાથે.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા,
પરીખ. મોતીલાલ મગનલાલ.
ગુસાપારેખની પોળ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી—સંવત ૧૯૬૮—પ્રત ૨૦૦૦

મૂલ્ય ફક્ત ચાર આના.

# અર્પણપત્રિકા



**માનવંતા શેઠ શકરાભાઈલલુભાઇ મનોરદાસ.**

**અમદાવાદ.**

આપ દયાળુ, પરોપકારી અને સ્વધર્મી બંધુઓને
મદદ કરવા ઉદાર ચિત વાળા છો. તેમજ
ધર્મ જ્ઞાનની વૃદ્ધિ અર્થે સારો પ્રયાસ
કરો છો. વગેરે વગેરે સદ્‌ગુણોથી
આકર્શાઇ આ લઘુ પુસ્તક
આપને અર્પણ કરૂછું
તો તે સ્વિકારી
કૃતાર્થ કરશો

જી.

લી. સેવક.

**પરીખ. મોતીલાલ મગનલાલ.**

ગસાપારેખની પોળ—**અમદાવાદ.**

ૐ

# તીર્થ ગાઇડ.

## ભાગ ૧ લો.

### શ્રી સમેત સીખરજીનો પ્રવાસ.

# ભૂમિકા.

ગુજરાત દેશની અંદર અહમદાવાદ એક મુખ્ય શહેર છે—જૈનપુરી છે, અને તેટલાજ માટે ગુજરાત દેશના કોઇ પણ ગામથી સમેતશિખરજીની યાત્રા કરનાર યાત્રાર્થી પ્રાયઃ કરીને અમદાવાદ શહેરની અંદર પ્રથમ આવે છે. અને અમદાવાદથીજ પોતાની યાત્રા આરંભે છે. અને તેટલાજ માટે પ્રત્યેક યાત્રાળુઓ સહજમાં સમજી શકે અને કોઇપણ સાથી સિવાય પણ થોડા સમયમાં—થોડા ખર્ચમાં શ્રીપવિત્ર સમેત-શિખરજીની યાત્રા કરી શકે, આ ઉદ્દેશથી આ એક લઘુ પુસ્તક બહાર પાડવું ઉચિત ધાર્યું છે.

કહેવું જોઇએ છે કે એક સમય એવો હતો કે ગુજ-રાતથી નિકળેલા માણસો માસોના માસો વ્યતીત કરતાં ત્હારે તેઓ કાશી જેવા સ્થળે આવી શકતાં, આજે એક એવો સમય આવી લાગ્યો છે કે એક દશ વર્ષનો બાળક અગર ચાહે તો તે એકલો હિન્દુસ્થાનના કોઇપણ વિભાગમાં આનં-દપૂર્વક થોડાજ દિવસોમાં મુસાફરી કરી શકે, જ્હારે આમજ છે તો પછી કાશી કલકત્તા કે સમેતશિખરજી જેવા સ્થાનોને માટે તો કહેવુંજ શું ?

આજ કાલ આવી સગવડતાને લીધે સ્વાભાવિક રીતે લોકોને શ્રીસમેતશિખરજીની યાત્રા કરવાનો વિચાર થઇ આવે

છે, અને સોબત મળી કે ન મળી, એકદમ રેલ ઉપર સવાર થઇ જાય છે. આવા મહાનુભાવોને મુશ્કેલી માત્ર એટલીજ પડે છે કે ક્યહાં ક્યહાં ઉતરવું અને ક્યહાં ક્યહાં જાત્રા કરવી? બસ! આજ મુશ્કેલી દૂર થાય તેટલા માટે આ એક પાકિટબુક— ખીસાબુક યાત્રાર્થી પોતાની પાસે હરવખત રાખી શકે અને સુગમતાથી જોઇ શકે, જો કે આ સંબંધી કેટલાક યાત્રાળુઓએ પોતાની યાત્રાના અનુભવરૂપે ચોપડીઓ બહાર પાડેલી છે, પરન્તુ તે ચોપડીઓની અંદર બીજી કેટલીએક યાત્રાર્થીઓને નિરૂપયોગી બાબતોનો સમાવેશ કરેલો હોય છે, તેમ તીર્થસ્થાનો સંબંધી પણ જોઇએ ત્હેવો ખુલાસો લખેલો હોતો નથી; અતએવ સંક્ષેપમાં અને માત્ર ઉપયોગી બાબતો લખી આ એક બુક બહાર પાડી છે,

જો કે અમદાવાદથી રવાના થએલ યાત્રાર્થીને રસ્તામાં ઘણાંએક ગામો એવાં આવે છે કે જ્યહાં મંદિર વિગેરે હોય છે પરન્તુ આ બુકની અંદર તેજ સ્થાનો ઉતરવાને માટે લખ્યાં છે કે જે સ્થાનોએ ખાસ યાત્રાળુઓ ઉતરે છે. તેમજ જે સ્થાનો ખાસ ઉતરવા લાયક છે.

બસ ! એટલું ભૂમિકા રૂપે કહી હવે અમદાવાદથી રવાના થએલ યાત્રાર્થીએ મુખ્ય ક્યહાં ક્યહાં ઉતરવું ? ત્હેનો વિવેચન ઉપર આવું છું.

# તીર્થ ગાઈડ.

## ભાગ ૧ લો.

# શ્રી સમેતશિખરજીનો પ્રવાસ.



## અજમેર.

અમદાવાદથી રવાના થએલ યાત્રાર્થીએ ખાસ અજમેર ઉતરવું, અમદાવાદથી અજમેર સુધીનું થર્ડકલાસનું રેલભાડું રૂ. ૩—૩—૦ છે. સ્ટેશનની પાસે આવેલી બાબુ ગુલાબચંદજી હીરાલાલજીની ધર્મશાળામાં ઉતરવાની સગવડ સારી છે. શહેરની અંદર બે દેરાસર તથા એક ઘર દેરાસર છે. દેરાસરો ' લાખન કોટડી ' વિગેરેમાં છે.

૧ **સંભવનાથનું** મ્હોટું દેરાસર છે. કે જે ઓસવાલના દેરાસર તરિકે ઓળખાય છે.

૨ **ગોડીપાર્શ્વનાથનું**. આ દેરાસરમાં મૂળનાથજી શ્રી પાર્શ્વનાથજી છે. મેડા ઉપર ચોમુખજી કે જે ચારે પ્રતિ-

માઓ શ્રી મહાવીર સ્વામીની છે. ખાસ દર્શન કરવા લાયક છે.

૩ ત્રીજાું શેઠ બુધકરણ મુનાજીનું ઘર દેરાસર છે. ખાસ તે શેઠના મકાનમાં ત્રીજે માળ છે. આ મંદિરમાં શ્રી ચંદ્ર પ્રભુની સ્ફટિક રત્નની પ્રતિમા છે.

એ પ્રમાણે ત્રણે દેરાસરે સેવાપૂજા કરવી. શહેર ખાસ જોવા લાયક છે, અહિં એક દિગમ્બરનું મંદિર પણ સુંદર છે ત્હેની અંદરની કારીગરી વિગેરે જોવા લાયક છે. આ શહેરમાં જોવા લાયક સ્થાનો પૈકી મેયોકોલેજ, આનાસાગર તળાવ, દોલતબાગ તથા કેશરબાગ વિગેરે મુખ્ય જોવા લાયક છે.

આ સિવાય ખાંજાહાંપીરની દરગાહ કે જ્હેમાં કોતરકામ તથા સોનેરી રૂપેરી કામ એવ જરીનું કામ જોવા લાયક છે. અહિં સ્હામા સ્હામી બે ડેગ છે જ્હેમાં એકમાં દોઢસો મણ અને બીજીમાં સો મણના આશરે ચોખા રાંધી શકાય છે.

વૈશ્નવોનું પુષ્કરરાજ નામનું તિર્થ તથા તળાવ છે. શહેર મ્હોટું છે, જોવા લાયક છે. એકલા માણસે ખાસ સાવધાનીથી રહેવું જોઇએ.

# જયપુર.

યાત્રાર્થીએ અજમેરથી **જયપુર** ઉતરવું. અજમેરથી જયપુરનું ભાડું પેસેન્જર થર્ડક્લાસનું ૦—૧૪—૦ છે. સ્ટેશનથી બે ગાઉ દૂર શેહેર છે. યાત્રાળુઓએ સાંગાનેર દરવાજા પાસે આવેલી નથમલજી ગુલેચ્છાની ધર્મશાળામાં ઉતરવું સારૂં છે. ધર્મશાળામાં પાણી વિગેરેની સગવડ સારી છે. દેરાસરો ઘીવાલી ગલીમાં, બગીચામાં, દરવાજા બહાર છે, એક દાદાસ્થાન છે. દેરાસરો કુલ મ્હોટાં પાંચ તથા ઘર દેરાસર બે છે. અને એક સ્ટેશન ઉપર છે.

૧ **કેશરીઆજીનું** જેહેમાં મૂળનાયક શ્રી આદીશ્વરજી છે. આ દેરાસરથી આગળ એક ઘર દેરાસર છે.

૨ **ઘરદેરાસર**—જેહેમાં મૂળનાયક શ્રી નેમનાથજી છે.

૩ બીજાું એક ઘર દેરાસર પણ પાસેજ છે. તે દાદા મહારાજની ધર્મશાળાના મેડા ઉપર છે. તેહેમાં ધાતુની બે પ્રતિમાઓ છે.

૪ **ઋષભદેવ** ભગવાનનું છે. આ દેરાસર દાદાજીનું કહેવાય છે. આ દેરાસર સારૂં અને જોવા લાયક છે. સોનેરી કામ ઉત્તમ છે.

૫ **સુમતીનાથનું** દેરાસર છે. આ દેરાસર વિશાળ છે. આ દેરાસરની અંદર ડાબી બાજુના ગોખલા બહાર પંચ પરમેષ્ટીનો પટ ઘણોજ સુંદર દેખાવ આપેછે વળી આ દેરાસરમાં ન્હાવા વિગેરેની સગવડ છે.

૬ **સુપાર્શ્વનાથનું** આ મંદિરમાં પણ સોનેરી કામ સારૂં છે.

૭ **શ્રીપાર્શ્વનાથનું** આ દેરાસર બહુ ઉત્તમ છે. જમણી બાજુએ પગલાં છે. ડાબી બાજુએ શ્રી મહાવીર સ્વામી છે.

૮ **કેશરીઆજીનું** સ્ટેશન ઉપરની ધર્મશાળામાં આ મંદિર છે.

આ સિવાય બીજાં દેરાસરો દાદાવાડી, મોનવાડી, ઘાટ, આમેર તથા સાંગાનેર વિગેરે ઠેકાણે છે. જહેમ કે:—

**દાદાવાડી**—દાદાવાડી ધર્મશાળાથી એક માઇલ દૂર છે. ત્હેને દાદાનો બગીચો પણ કહે છે. ત્હાં જવાને માટે બટારા ત્થા ઘોડાના ટપ્પા મળે છે. પ્રાયઃ સવારી દીઠ ૦—૧—૦ બેસે છે. દાદાવાડીમાં એક દેરાસર છે જહેમાં મૂળનાયક શ્રી પાર્શ્વનાથ પ્રભુ છે. દેરાસરની સ્હામેના મકાનમાં દાદાજીનાં પગલાં પધરાવેલાં છે.

**ઘાટ**—ઘાટ ધર્મશાળાથી એક ગાઉ (બે માઇલ) દૂર છે. જવાને માટે ખટારા તથા ટપા મળે છે. સવારી દીઠ પ્રાયઃ દોઢ આનો—બે આના છે. અહિં એક **પદ્મપ્રભુનું** દેરાસર છે.

**મોતવાડી**—આ સ્થાન પણ શહેરથી એક ગાઉ દૂર છે. અહિં શ્રી આદીશ્વર પ્રભુનાં પગલાં છે.

**આમેર**—શહેરથી ત્રણગાઉ દૂર છે. અને તે પહાડી જગ્યામાં આવેલું છે. આમેરનો કિલ્લો ઘણો મજબુત છે. હિન્દુસ્થાનમાં ગણાતા મજબુત કિલ્લાઓમાંનો આ પણ એક છે. **આમેર** પણ ખટારા તથા એક્કાથીજ જઇ શકાય છે. અહિં ગામમાં એક દેરાશર છે. મૂળ નાયક શ્રી ચંદ્રપ્રભુછે.

**સાંગાનેર**—સાંગાનેર જેપુરથી ચાર ગાઉ દૂર છે. આ પણ એક ન્હાનું ગામ છે. અહિં **ચંદ્રપ્રભુ** તથા **મહાવીરસ્વામી**નું એવં બે દેરાસરો છે.

આમેર તથા સાંગાનેર જવાને ચારઆના—પાંચઆના ભાડું બેસે છે. (એકાનું)

જયપુરમાં આવનાર યાત્રાળુઓ જયપુરની પાસે આવેલાં ઉપરોક્ત દેરાસરોનાં દર્શન કરી લાભ ઉઠાવે તેટલાજ

માટે તત્સંબંધી સૂચના આગળ દીધી છે. પરન્તુ એટલું તો જરૂર છે કે ઉપરોક્ત મંદિરોની યાત્રા જ્હેને બે ત્રણ દિવસની સ્થિરતા હોય તેજ કરી શકે.

જાત્રા કરવા નિકળનાર મહાનુભાવે, એક દિવસ વધારે થાય તો ભલે, પરન્તુ આવાં પાસે પાસે આવેલાં દેરાસરોની યાત્રા છોડવી ન જોઇએ.

જયપુર શહેર રમણીય અને ત્હેની બાંધણી ખાસ જોવાલાયક છે. અહિં દલાલો વધારે હોય છે, અને તેથી બજારમાં સામાન લેવા જનારે ખાસ સાવધાની રાખવા ની જરૂર છે. અહિં જોવા લાયક સ્થાનો પૈકી રામનિવાસ બાગ, ત્હેમાં આવેલું સંગ્રહસ્થાન, આમેરનો કિલ્લો, તે ઉપર આવેલા મ્હેલ, શહેરમાં રાજમ્હેલ, ઑબઝરવેટરી, તથા સ્કુલ ઑફ આર્ટસ મુખ્ય છે.

## દીલ્હી ( દીલ્લી )

જયપુરથી બાંદીકુઇ થઈ ખાસ પ્હેલાં દીલ્લી આવવું. કેટલાક લોકો પ્હેલાં આગ્રા સુધી જઇ પ્હોંચે છે અને પાછળથી દિલ્હી આવે છે. પરન્તુ તેમ કરવામાં એકતો બાંધીકુઇના સ્ટેસન ઉપર ઘણો વખત પડી રહેવું પડે છે. તેમજ

ફેર પણ પડે છે. માટે પ્રથમ દિલ્લી જંકશન ઉતરવું. દીલ્હીમાં એક છીનાલાલનની ધર્મશાળા છે. ત્હાં ઉતરવું સારૂં છે. કેમકે આ ધર્મશાળા સ્ટેશનની નજીકમાં છે. તેમ મ્હોટી પણ છે. અહિં ત્રણ શિખરબંધ અને બે ઘર દેરાસર છે.

**૧ સુમતિનાથનું**—આ દેરાસર **નવગરામાં** આવેલું છે. આ મંદિરમાં ઉપર મેડા ઉપર ચોમુખજી છે. દેરાસરમાં રત્નની ૯ પ્રતિમાઓ ખાસ દર્શનીય છે. દેરાસરની ભીંતો ઉપરનું ચિત્ર કામ સિદ્ધાચલજી, ગીરનાર, કેશરીઆજી, પ્રાવાપુરી વિગેરે દેખાવો ખાસ દર્શનીય છે.

**૨ સંભવનાથનું**—આ દેરાસર ચેલપુરીમાં છે. આ દેરાસરમાં પણ રત્નની ૮ પ્રતિમાજી છે.

**૩ પાર્શ્વનાથનું**—આ દેરાસર ચીરાખાનામાં મેડા ઉપર છે.

**૪ પાર્શ્વનાથનું**—આ દેરાસર માલીવાડીમાં–લંગડેવાલેકી ગલીમાં માથુમલજીના ઘરમાં છે. ધાતુની પ્રતિમા છે, તેમ રત્નની બે પ્રતિમાઓ છે.

**૫ શ્રીપાર્શ્વનાથનું**—આ દેરાસર અનારકી ગલીમાં છે, અહિં બે ગભારા અલગ અલગ છે. એકમાં શ્રી પાર્શ્વનાથ

અને બીજામાં ધાતુના શ્રી શાન્તિનાથની પ્રતિમાજી છે. રત્નની પણ ૯ પ્રતિમાઓ છે.

દીલ્હી શહેર ખાસ જોવાલાયક તોછેજ. અને ત્હેમાં પણ હવે તો રાજધાની થવાથી અધિક સુંદર થતુ જાય છે. અહિંનો કુતુબમિનારો, કે જેહ કુતુબુદીન બાદશાહનો બંધાવેલો છે, તે ખાસ જોવાલાયક છે. નજીકમાં આવેલ નીઝામુદીન ( જુની દિલ્લી ) નાં જુનાં ખંડેરો જોવાલાયક છે. આ સ્થાન ૯ માઇલદૂર છે. ગાડીઓથી જવાય છે. આ સિવાય દિલ્હીનો કિલ્લો, ત્હેમાં આવેલ શાહજહાંન પાયતાંત્ર, દીવાને ખાસ, દીવાને આમ વિગેરે અસલ બાદશાહી મકાનો જોવાલાયક છે.

## હસ્તીનાપુર.

દીલ્હીથી રેલ માર્ગે મેરટ સ્ટેશન ઉતરવું. મેરટ સ્ટેશન સૂધીનું રેલભાડું ૦—૧૭—૯ છે. મેરટ સ્ટેશનથી શહેર એક માઇલ દૂર છે. મેરટમાં એક ગંગારામ પંડિતની ધર્મશાળા છે. અહિંથી લગભગ બાવીસ માઇલ દૂર હસ્તીનાપુર છે. અહિંથી હસ્તીનાપુર જવાને માટે ગાડીઓ ભાડે મળે છે. રસ્તામાં ગામડાં આવે છે. પરન્તુ દેરાસર તથા જૈનનું ઘર કોઇ નથી. હસ્તિનાપુરમાં એક મ્હોટી ધર્મશાળા

છે. ધર્મશાળામાં એક દેરાશર છે. જહેમાં મૂલનાયક શ્રી શાન્તિનાથ ભગવાન છે. ધર્મશાળામાં ચારે બાજુએ ખુણામાં શ્રી શાન્તિનાથ, કુંથુંનાથ, અરનાથ તથા શ્રી વીરભગવાનનાં પગલાં છે. હસ્તીનાપુર ખાસ આપણું તીર્થસ્થાન છે. કારણકે અહિં-શાન્તિનાથ, કુંથુનાથ તથા અરનાથ ભગવાનનાં ચ્યવન, જન્મ, દીક્ષા તથા કેવળજ્ઞાન મળી કુલ બાર કલ્યાણકો છે. ધર્મશાળાથી એક માઇલ દૂર ઉત્તરદીશા તરફ એક દેરી છે, ત્યાં શ્રી રૂષભદેવ ભગવાનનાં પગલાં છે. યાત્રાર્થીએ અહિં પણ દર્શન કરવા ચૂકવું નહિં. કહેવાય છે કે આ નગર અસલ પાંડવોનું વસાવેલું મ્હોટું શહેર હતું, પણ હાલમાં એક જંગલરૂપેજ રહ્યું છે. હસ્તિનાપુરથી પાછા મેરટ આવવું.

## આગ્રા.

મેરટથી આગ્રા આવવું. અહિં શહેરમાં આઠ દેરાશર છે. એક દેરાસર દાદાજીના બગીચે છે.

૧ **ચિંતામણી પાર્શ્વનાથનું**—આ દેરાસર રોશન મહોલ્લામાં છે. બીજા ગભારામાં ગોડી પાર્શ્વનાથ અને અંદરના ભાગમાં શીતલનાથ છે. આ મંદીરમાં ન્હાવાની સગવડ સારી છે.

૨ **શ્રીમંધરસ્વામીનું**—રોશન મહોલ્લામાં છે. અહિં પાનાની પ્રતિમા છે.

૩ **શ્રીસાન્તિનાથનું**-મ્હોટું દેરાસર નોનમંદીમાં છે.

૪ **સુવિધીનાથનું**
૫ **નેમનાથનું**
૬ **શ્રીવાસુપૂજ્યનું**
૭ **શ્રીકેશરીઆજીનું**
૮ **શ્રીપાર્શ્વનાથનું**

આ પાંચે દેરાસરો મોતીકટરામાં સોસો કદમને છેટે આવેલાં છે.

૯ **શ્રીમહાવીરસ્વામીનું**—દાદાજીના બગીચામાં દેરાસર છે. આ સ્થાન શહેરથી અઢી કોશ દૂર છે.

આ પ્રમાણે આગ્રામાં નવે દેરાસરોએ દર્શન કરવાં. કોઇ કોઈ દેરાસરમાં રત્નની પ્રતિમા પણ છે. શહેર પ્રાચીન તેમજ જોવા લાયક છે. દુનિયાની અંદરની પ્રસિદ્ધ અને જોવા લાયક ચીજો પૈકી અહિંના તાજમહેલનું કામ ખાસ કરીને જોવા લાયક છે. આ તાજમહેલની અંદર શાહજહાં અને તાજબીબીની કબરો છે. બીજું સ્થાન **સિકન્દરા** પણ જોવા લાયક છે. આ સ્થાન અકબર બાદશાહનું બંધાવેલું છે. અને અકબરની ત્હેમાં કબર છે. ત્હાંનું કામ બધું સોનેરી છે.

આ સિવાય આગ્રાનો કિલ્લો કે જહે ઘણો મજબુત, અકબરના વખતનો, ત્હેમાં બાદશાહી વખતનાં મકાનો, ત્હેનું સોનેરી કામ વિગેરે જોવા લાયક છે. યાદ રાખવું કે કિલ્લો જોવાને માટે ખાસ પાસ લેવાની જરૂર પડે છે. આગ્રાની અંદર સ્ટેશન વિગેરે ઉપર યાત્રાળુએ સાવધાનીથી રહેવું.

## મથુરા,

આગ્રાથી મથુરા સુધીનું રેલ ભાડું ૦—૬—૦ છે. અછનેરા જંકશન થઇ મથુરા આવવું. મથુરા પ્રાચીન નગર છે. સ્ટેશનથી શહેર લગભગ બે ગાઉ દૂર છે. શહેરની બહાર એક ધર્મશાળા છે, ત્હાં ઉતરવું સારૂં છે. વૈશ્ણવોનું આ એક મ્હોટું તીર્થ છે. ચોકની અંદર ધીયામંડીમાં શ્રી પાર્શ્વનાથનું એક મંદિર છે. શ્રાવકોની વસ્તી તો નથીજ, પૂજારી પૂજા કરે છે. પ્હેલાં ચરમતીર્થંકર શ્રી વીરપ્રભુ પોતાના પાછલા ભવમાં ગોચરીએ આવેલા ત્હારે કોઇએ મ્હેણું મારવાથી બળનો ગર્વ કરી, ગાયને પકડી આંકાશમાં ઉછાળી પોતાનું બળ બતાવ્યું હતું. ત્હાંથી નિયાણું બાંધી બીજે ભવે ત્રિપૃષ્ઠ વાસુદેવ થઇ, ત્હાંથી મરી સાતમી નરકે ગયા હતા. અહિંથી છ માઇલ દૂર બંદરાબન છે. વૈષ્ણવોનાં ત્હાં બે મ્હોટાં જોવા લાયક મંદિરો છે. ત્હાં એક મંદિ-

## શ્રીસૌરીપુર.

સ્માં સાડા બારમણ સોનાનો સ્તંભ છે. વળી મથુરાથી ત્રણ કોશ દૂર ગોકુલ છે, આ સ્થાનો જો જોવાની ઇચ્છા થાય તો જઇ આવવું.

મથુરાથી શૌરીપુર જવા માટે શકુરાબાદ સ્ટેશન ઉતરવું. શકુરાબાદથી ૬ કોશ સૌરીપુર છે. ગાડા ભાડે મળે છે. શૌરીપુરતીર્થ શાસ્ત્રોમાં કહેલું છે. અહિં નેમિનાથ ભગવાનનાં ચ્યવન અને જન્મ એવાં બે કલ્યાણક થએલાં છે. શહેરથી એક કોશ દૂર પ્રાચીન પગલાંની સ્થાપના છે. ત્હેની પાસે નવાં પગલાં એક ઘુમટમાં સ્થાપન કરેલાં છે. શહેરમાં દીગમ્બરીઓનું મંદિર છે. અહિંથી પાછા સકુરાબાદ આવવું. અને શકુરાબાદથી રેલ રસ્તે ગાઙઆબાદ જવું.

## કંપીલા નગરી.

ગાઙઆબાંદ જંકશન સ્ટેસન છે ત્હાંથી કાયમગંજ જવું. સ્ટેશનથી શહેર એક કોશ દૂર છે. રસ્તો ભયવાળો છે. કાયમગંજથી ત્રણકોશ દુર કંપીલાજી છે. ગાડાં ભાડે મળે છે. રસ્તામાં જતાં રેતી ધણી આવે છે. રસ્તો પણ ભયંકર છે. અહિં શ્રીવિમલનાથ પ્રભુનાં ચાર (ચ્યવન, જન્મ,

દીક્ષા અને કેવલજ્ઞાન) કલ્યાણકે છે. કંપિલા નગરીની યાત્રા કરી પાછા કાયમગંજ આવવું.

## કાનપુર.

કાયમગંજથી કાનપુર આવવું. કાનપુર કોઈ તીર્થનું સ્થાન નથી પરન્તુ બાબુ સંતોકચંદજી ભંડારીનું એક અતીવ સુંદર, બીલકુલ કાચનું મંદિર છે. અને શ્રી ધર્મનાથ પ્રભુની અપૂર્વ પ્રતિમાજી બીરાજમાન કરેલ છે. માટે દરેક યાત્રાળુએ અહિં ઉતરી દર્શન કરવા ચૂકવું નહિં. સ્ટેશનથી થોડે દૂર શહેર છે. એક્કા વિગેરે સવારી મલે છે. 'ભંડારીજીનું મંદિર' પૂછવાથી હરકોઇ માણસ બતાવી શકે છે. કાનપુર વ્યાપારનું મથક છે. વ્યાપાર રોજગાર અહિં ધમધોકાર ચાલે છે. વર્તમાન સમયમાં તો કેટલાક કચ્છી-ગુજરાતીભાઇઓની દુકાનો છે. કચ્છીઓમાં શેઠ મણશી લખમસી-કલેકટર ગંજમાં રહે છે તે વધારે પ્રસિદ્ધ છે. સજ્જન છે. એકજ દેરાસર હોવાથી જાત્રાળુએ ખૂબ શાન્તિથી સેવા પૂજાનો લાભ ઉઠાવવો. અહિંના જેવું મંદિર કલકતામાં દાદાવાડીમાં આવેલા મંદિરને છોડી બીજે કોઈ સ્થળે દેખવામાં આવતું નથી, મંદિરમાં પ્રવેશ કરનાર ગમે તેવો માણસ પણ પોતાની સર્વ આધિ, વ્યાધી, ઉપાધીને છોડી દઇ આનંદ—આનંદમાં લીન થયા વિના રહેતો નથી,

## લખનૌ.

કાનપુરથી રવાના થઇ લખનૌ આવવું. ચારબાગ સ્ટેશનથી શહેર ત્રણ ગાઉ દૂર છે. એકા વિગેરે મળે છે. સ્ટેશનથી ચૌક પૂછી ચૌકમાં આવવું. ચૌક—ગોલદરવાજાની પાસે બાબુ ઇંદ્રચંદ્ર લખમીચંદની ધર્મશાળા છે. ત્હેમાં ઉતરવું. આ ધર્મશાળા મ્હોટી શડક ઉપર તેમજ કંપની બાગની સ્હામેજ હોવાથી યાત્રાળુઓને અત્યન્ત સગવડતા ભરેલી છે. વળી આ ધર્મશાળાના પાછલા ભાગમાં ધર્મશાળા કરનાર બાબુ લખમીચંદજી તથા તેઓના પત્ની રહે છે. આ બાઇ બહુજ ધર્મીષ્ટ છે. સાધુ મુનિરાજને ઉતરવાને માટે પણ આ ધર્મશાલા બહુ સગવડતાવાળી છે. ધર્મશાળાની પાસેજ ચુડીવાળી ગલી છે ત્હેમાં કેટલાંક મંદિરો છે તે સિવાય સોની ટોલામાં, ફુલવાળી ગલીમાં, શાહદતગંજમાં અને દાદાવાડી વિગેરે ઠેકાણે મંદિરો છે—જ્હેવાંકે,

૧ **શ્રીમહાવીર સ્વામીનું** ચુડીવાલી ગલીમાં છે પ્રતિમાજી મ્હોટાં ધાતુનાં છે.

૨ **શ્રીશાન્તિ નાથનું** મંદિર પાસેજ છે. ઉપરોક્ત મંદિરના ઉપરજ છે. આ મંદિરમાં જમણા ગભારામાં સહમુકુટ છે. તે ખાસ દર્શનીય છે. રત્નની બે પ્રતિમાઓ છે.

૩ **શ્રીઆદીશ્વર પ્રભુનું** તેજ ચુડીવાલી ગલીમાં છે ઉપરોક્ત બે મંદિરોની પાસેજ છે, આ દેરાસરમાં ત્રણ પાનાની, એક પોખરાજની અને બે સ્ફટિક રત્નની પ્રતિમાઓ છે. મેડા ઉપર વચલા ગભારામાં શ્રી મુનિસુવ્રત સ્વામી છે.

૪ **શ્રીપદ્મપ્રભુનું** તે પણ ચુડીવાલી ગલીમાં છે. આ દેરાસરમાં પણ સ્ફટિક રત્નની બે પ્રતિમાઓ છે. મેડા ઉપર મૂલનાયક શ્રી પાર્શ્વનાથ છે.

૫ **કેશરીઆજી ભગવાનનું** ચુડીવાળી ગલીમાં છે.

૬ **ચુનીલાલ બાબુનું** ⎫ આ બે ઘર દેરાસરો ચુ-
૭ **માણેકચંદ ઇંદ્રચંદનું** ⎭ ડી વાલી ગલીમાં છે.

૮ **સંભવનાથનું** આ દેરાસર ફુલવાલી ગલીમાં છે. જમણી બાજૂના ગોખલામાં એક સ્ફટિકરત્નની અને એક પાનાની પ્રતિમા છે.

૯ **બદ્રીદાસ બાબુનું** ઘર દેરાસર સોનાટોલામાં છે.

૧૦ **શ્રીપાર્શ્વનાથનું** સોની ટોલામાં છે અને હેની અંદર પણ રત્નની પ્રતિમા છે.

૧૧ **શ્રી મહાવીર સ્વામીનું** સોનીટોલામાં છે. અને હેમાં પણ રત્નની પ્રતિમા છે.

૧૨ **શ્રી શ્રેયાંસનાથનું** ઘર દેરાસર બાબુ ઇંદ્રચંદ્ર રતનચંદનું છે.

૧૩ **શ્રી બાહુસ્વામીનું** મંદિર શાહાદતગંજમાં છે. શહેરથી માઇલ દોઢ માઇલ દૂર છે.

| | |
|---|---|
| ૧૪ **શ્રી વાસુપુજ્ય સ્વામીનું**<br>૧૫ શ્રી **મંધર સ્વામીનું**<br>૧૬ **શ્રી શાન્તિનાથનું**<br>૧૭ **શ્રી પાર્શ્વનાથનું**<br>૧૮ **શ્રી ઋષભદેવનું** | એ પ્રમાણે પાંચ દેરાસરો ચોકથી દોઢ માઇલ દૂર દાદાવાડીમાં છે. |

એ પ્રમાણે ઘર દેરાસરો મળી અઢારે મંદિરોનાં દર્શન કરવા લાયક છે.

લખનૌ શહેર ઘણું પ્રાચીન છે. જોવા લાયક વસ્તુઓ ઘણી છે. તે પૈકી બાદશાહી મકાનો ખાસ જોવા લાયક છે આ શહેર જુદા જુદા વિભાગમાં દૂર દૂર વસાઇ ગયેલુંછે. અમીનાબાદ, હજરતગંજ વિગેરેના બજારો ખાસ જોવા લાયક છે. હજરતગંજમાં કેશરબાગ અને ત્હેની અંદરનું અજાયબ ઘર પણ ત્હેનુંજ દેખવા લાયક છે. અહિં અજાયબ ઘરમાં જૈનપ્રતિમાઓ ખંડિત તેમજ અખંડિત પણ ઘણી છે તે સિવાય બીજી પણ કેટલીક મથુરા આદિ સ્થળોએથી પ્રાપ્ત

ચઢેલી જૈન વસ્તુઓ છે. ચોકની સ્હામે ઇમામવાડો જોવા લાયક છે. લખનૌનું અત્તર ઘણે દૂર સુધી જાય છે. અર્થાત અહિંનું અત્તર બહુ પ્રસિદ્ધ છે.

## રત્નપુરી ( નવરાઇન )

લખનૌથી રવાના થઇ સોહાવલ સ્ટેશન ઉતરવું. સોહાવલ સ્ટેશનથી રત્નપુરી એક કોશ દૂર છે. હાલ ત્હેને નવરાઇ કહે છે. અહિં શ્રીધર્મનાથ પ્રભુનાં ચાર ( ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન ) કલ્યાણક થયાં છે. પ્હેલાં આ એક મ્હોટી નગરી હતી પરન્તુ અત્યારે તો એક ન્હાનું ગામડું થઇ પડયું છે. અહિં એક મંદિરને લગતી ન્હાની ધર્મશાળા છે. ત્હેમાં થોડા માણસો હોય તો ઉતરી શકે છે. દેરાસર એક મ્હોટા ચોકની મધ્યમાં સમવસરણના આકારે છે. ચોકને ફરતો કોટ છે. ચોકમાં એક ગભારામાં મૂળનાયક તરિકે શ્રીઋષભદેવ ભગવાન્ છે. બીજી પણ પ્રતિમાઓ અલૌકિક છે. અહિં દર્શન કરવાથી અપૂર્વ આનંદ થાય છે. ચોકમાં પેસતાં ડાબી બાજુએ ખુણામાં શ્રીગૌતમ સ્વામી વિગેરે ગણધરોનાં પગલાં છે. ત્હેનાં અવસ્ય દર્શન કરવાં. દરેક યાત્રાળુએ અહિં જરૂર દર્શન કરવાં. અહિં દર્શન કરવાથી ઘણોજ આનંદ થાય છે. ધ્યાન કરવાને માટે આ એક અપૂર્વ સ્થાન છે.

આ મંદિર શ્રીધર્મનાથનું મંદિર છે. પરન્તુ આ ગામની અંદર આ સ્થાનને ધર્મનાશાં કહે છે. કારણ એજ છે કે. બ્રાહ્મણ લોકો જૈનધર્મના દ્વેષી તો છેજ. અને તેથી આ ગામમાં બ્રાહ્મણોએ એક એવી કથા જોડી કાઢી લોકોને અસર કરાવી છે કે–જ્યહારે આ મંદિર બન્યું હતું ત્યહારે ત્હેના પાયામાં બ્રાહ્મણના છોકરાને મારીને દાટયો હતો કેટલો બધો દ્વેષ ? જૈનો એક કીડીને બચાવવા પ્રયત્ન કરવાવાળા તે બ્રાહ્મણને મારવાનું કામ કરી શકે ખરા ? પરન્તુ દ્વેષી બ્રાહ્મણોએ આવો ગપ્પગોળો હાંકી કાઢી આ સ્થાનને 'ધર્મનાશાં' યાને 'ધર્મને નાશ કરનાર' એવું નામ આપ્યું છે. રત્નપુરીથી પાછા સોહાવલ સ્ટેશન ઉપર આવી ફૈજાબાદ આવવું.

## ફૈજાબાદ.

ફૈજાબાદ શહેર છે. બજાર મ્હોટો છે. અહિં એક દેરાસર છે. ત્હેનાં દર્શન કરવાં. ઠેકાણું લાલા રામરક્ષુ વીરસિંહની કોઠી પાસે છે. અહિંથી ચાર માઇલ અયોધ્યાજી છે.

## અયોધ્યા ( વીનિતા નગરી )

ચાર માઇલ અયોધ્યા છે. અયોધ્યામાં કટરામાં આપણું ( શ્વેતામ્બર ) મંદિર છે. દેરાસરને લગતીજ એક

ન્હાની ધર્મશાળા છે. અહિં દેરાસર સમવસરણના આકારમાં છે. મૂલનાયક શ્રી અજીતનાથજી છે. અયોધ્યા નગરીમાં શ્રીઅજીતનાથ, અભીનંદન, સુમતીનાથ તથા શ્રી અનંતનાથ પ્રભુનાં ચાર ચાર કલ્યાણકો મળી સોળ અને શ્રી ઋષભદેવ સ્વામીનાં પ્રથમ ત્રણ કલ્યાણકો મળી કુલ ઓગણીસ કલ્યાણકો અહિં થએલાં છે. દેરાસરની ચારે બાજુએ કલ્યાણકોની રચના પગલાં રૂપે ગોઠવેલી છે.

રાજા રામચંદ્રની જન્મભૂમિ તથા રાજગાદી આજ નગરીમાં હતી. અયોધ્યા શહેર સારૂં છે. જ્યહાં જોશો ત્યહાં રામાનુજ સાધુઓનાં ટોળે ટોળાં માલૂમ પડશે. અહિં વૈશ્ણવોનાં મ્હોટાં મ્હોટાં ઘણા મંદિરો છે. આપણા મંદિરથી, થોડેજ દૂર સરયુ નદી વહે છે. અયોધ્યામાં વાંદરાઓનું જોર વધારે છે. ધર્મશાળાનાં કમાડ આખો દિવસ બંધજ રાખવાં, અયોધ્યાનું વર્ણન શાસ્ત્રોમાં સુપ્રસિદ્ધ છે. આજ આ નગરીમાં જૈનનું એક પણ ઘર દેખાતું નથી. અહિંથી સાવથ્થી નગરીની જાત્રા કરવા ઇચ્છનાર જઇ શકે છે. આ તીર્થ વિચ્છેદ છે.

# સાવથ્થી નગરી.

સાવથ્થી જવા ઇચ્છનારે ફૈઝાબાદ આવી પગ રસ્તે જવું, ફૈઝાબાદથી ૩૦ કોશ છે. ગોંડ થઇને જવાય છે. સાવથ્થી નગરી તીર્થ શાસ્ત્રમાં કહેલ છે. હાલ ત્હેને ખેર-મેટનો કિલ્લો કહે છે. મહારાજા બલરામપુરની રાજધાનીથી ૫ કોશ દૂર જંગલમાં છે. સાવથ્થીમાં શ્રી સંભવનાથ ભગવાનનાં ચાર ( ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળ જ્ઞાન ) કલ્યાણક છે. હાલતો માત્ર ક્ષેત્ર ફરસનાજ છે. ઇચ્છા હોય તો ક્ષેત્ર ફરસના કરી આવવી સારી છે. ત્હાંથી પાછા અયોધ્યાજી આવવું.

## કાશી ( બનારસ )

અયોધ્યાથી કાશી સુધી આવતાં રસ્તામાં કોઇ તીર્થ નથી. અયોધ્યાથી કાશીનું ભાડું ૧—૭—૩ લાગે છે. રાજઘાટ સ્ટેશને ઉતરવું સારૂં છે. કેમકે ત્હાંથી શહેર નજીક પડે છે. સ્ટેશનની પાસેજ એક ધર્મશાળા મારવાડીની છે. પરન્તુ અહિંથી દેરાસરો દૂર પડવાના કારણથી શહેરમાં ઉતરવું સારૂં છે. આપણી શ્રી યશોવિજય પાઠશાળા, નંદન-સાહુ મહોલ્લામાં છે. ત્હાં થોડા ઘણા માણસોતો ઉતરી

શકે. તે સિવાય સુતટોલામાં ધનપતસિંઘના મંદિરને લગતી એક ધર્મશાળા છે. ત્હેમાં પણ યાત્રાળુઓ ઉતરી શકે તેમ છે. વળી ભેલુપુરની અંદર પણ એક મ્હોટી ધર્મશાળા છે ત્હેમાં પણ જાત્રાળુઓ ઉતરે તેમ છે. ઇત્યાદિ કેટલાક સ્થળો ઉતરવાનાં છે, જ્યહાં અનુકૂળતા પડે ત્યહાં ઉતરવું. પરન્તુ વિશેષ અનુકૂળતા શહેરમાં ઉતરવાથી થાય છે. શાસ્ત્રમાં જ્હેને વારાણસી નગરી વર્ણવેલી છે, તે આજ કાશી જ્હેમ આપણા જૈનોનું પવિત્ર તીર્થ છે. ત્હેનીજરીતે બીજાધર્મ વાળાનું પણ પવિત્ર તીર્થ છે. હિન્દૂ ધર્મનાં ગલીએગલીએ શેંકડો મંદિરો છે. કાશી શહેરમાં કુલ નવ દેરાસરો છે. આ બધાં દેરાસર અંગ્રેજી કોઠી, સુતટોલા, રામઘાટ, ઠઠેરી બાજાર વિગેરે ઠેકાણે છે. શહેરની અંદર દર્શન કરવાને માટે પાઠ શાળાથી કોઇ પણ માણસ આવી શકે છે, દેરાસરો—

૧ ચિંતામણિ પાર્શ્વનાથનું, ૨ શ્રી આદીશ્વરનું, ૩ શ્રી ઋષભદેવ ભગવાનનું, ૪ કેશરીઆજીનું, ૫ શ્રી ગોડી પાર્શ્વનાથજીનું, ૬ શ્રી શાન્તિનાથનું, ૭–૮ શ્રી પાર્શ્વનાથનાં તથા એક પાઠશાળામાં એમ કુલ નવ દેરાસરો શહેરમાં છે. આ સિવાય બીજાં મંદિરો કલ્યાણકોનાં નિચે પ્રમાણે યાત્રા કરવા લાયક છે.

**ભેલુપુર**—શહેરથી લગભગ એક માઇલ દૂર આ સ્થાન છે. અહિં શ્રીપાર્શ્વનાથ પ્રભુનાં ચાર ( ચ્યવન, જન્મ. દીક્ષા તથા કેવળજ્ઞાન ) કલ્યાણક થએલાં છે. અહિં દેરાસર અતીવ મનોહર છે. અંદર પ્રવેશ કરતાંજ અપૂર્વ ઉલ્લાસ થાય છે. મંદિરની સફાઇ પણ બીજાં દેરાસરો કરતાં સારી રહે છે. ભેલુપુરમાં એક વિશાળ ધર્મશાળા છે. યાત્રાળુઓને અહિં ઉતરવું બહુ સુગમતા ભરેલું છે. કેમકે શહેરથી બહાર અને ખુલ્લી હવાનું સ્થાન છે અહિં જેઓએ મુકામ કરવો હોય તેઓએ રાજઘાટ સ્ટેશન ન ઉતરતાં **બનારસ** કેન્ટોન્મેન્ટ સ્ટેશને ઉતરવું. અહિં ( ભેલુપુરમાં ) પૂજારી પણ ગુજરાતી રહે છે જેથી યાત્રાળુઓને વધારે આનંદ રહે છે. અહિં પાર્શ્વનાથ પ્રભુનાં કલ્યાણકોનાં પગલાં પણ છે.

**ભદૈની**—શહેરથી લગભંગ એક ગાઉ દૂર છે. આ મંદિર ગંગાનદીના વચ્છરાજ ઘાટ ઉપર છે. અહિં શ્રીપાર્શ્વનાથ પ્રભુનાં ચાર ( ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન) કલ્યાણકો થયાં છે. અહિં દેરાસરની પાસે ન્હાની ન્હાની બે ધર્મશાળાઓ છે. પરન્તુ જાત્રાળુઓને ઉતરવું વ્યર્થ છે કેમકે શહેરથી બહુ દૂર પડી જાય છે તેમ જોઇએ ત્હેવી સગવડ પણ નથી. અહિં એક ન્હાનો બજાર છે.

**સીંહપુરી**—શહેરથી ત્રણ ગાઉ દૂર છે. એક્કા કરીને જવું હોય તો જઈ શકાય છે, તેમ રેલદ્વારા પણ જવાયછે. રેલથી જનારે અલીપુર સ્ટેશનથી બેસવું અને સારનાથ સ્ટેશને ઉતરવું. સારનાથ સ્ટેશનથી થોડેજ દૂર વૃક્ષોની ઝાડીમાં મંદિર છે. ત્યાં જવું. અહિં અગ્યારમા તીર્થંકર શ્રી શ્રેયાંસનાથ પ્રભુનાં પ્રથમ ચાર કલ્યાણકો થએલાં છે. આજ કાલ આ સ્થાન એવું રળીઆમણું છે કે અહિં આવવાથી અપૂર્વ આનંદ થાય છે. અહિં ધર્મશાળા તથા ઠીક ઠીક બગીચો પણ છે. મંદિરના મધ્યમાં સમવસરણના આકારમાં એક ઘણીજ સુંદર છત્રી બનેલી છે. દેરાસરના ચારે ખુણામાં જુદા જુદા આકારો બનાવવામાં આવેલા છે. જેમકે એક ખુણા ઉપરની છત્રીમાં શ્રીશ્રેયાંસનાથ પ્રભુની માતાની મૂર્તિ અને ચૌદ સ્વપ્નનો આકાર છે. બીજા એક ખુણાની ઉપરની છત્રીમાં ભગવાનના જન્મ કલ્યાણકની સ્થાપના છે. વળી એક ખુણાની ઉપરની છત્રીમાં દીક્ષા કલ્યાણકની સ્થાપના તેમજ અશોક વૃક્ષનો આકાર અને એક ખુણાની ઉપરની છત્રીમાં અધિષ્ઠાયિક દેવની મૂર્તિ છે. તેવી રીતે નીચેના ખુણાઓમાં પણ ગર્ભ વિગેરેની સ્થાપના છે.

સમવસરણની પશ્ચિમ દીશામાં એક મંદિર છે ત્હેમાં શ્રી ચંદ્ર પ્રભુ બીરાજમાન છે એ પ્રમાણે શ્રીસિંહપુરીની યાત્રા અપૂર્વ આનંદદાયક છે, માટે અવસ્ય દર્શન કરવાં.

**ચંદ્રાવતી**—આ નગરી સિંહપુરીથી ચાર ગાઉ અને કાશીથી ૭ ગાઉ થાય છે. અહિંથી ગાડી એકા જઇ શકેછે. ત્હાંથી પગ રસ્તે ચાલી ચંદ્રાવતી જવું. અહિં શ્રી ચંદ્રપ્રભુનાં ચાર કલ્યાણક થયાં છે. અહિં રાત્રે આવવું ઠીક નથી. કેમકે રાત્રીના વખતે આવનારને સ્ટેશન ઉપરજ સુઇ રહેવું પડે છે. દિવસે આવવાથી કદાચિત્ સ્ટેશન ઉપરથી અથવા રસ્તામાં ચોબેપુરથી એકો મળી શકે છે, પરન્તુ રાત્રે તો મજુર પણ મળવો મુસ્કેલ છે. બનારસથી સ્હવારની ટ્રેનમાં નિકળેલ મુસાફર સિંહપુરી અને ચંદ્રાવતી બન્નેની યાત્રા કરી ખુશીથી સ્હાંજે બનારસ આવીશકે છે, ચંદ્રાવતીમાં ગામમાં એક મ્હોટી ધર્મશાળા છે ઉતરવાને માટે કોટડીઓ અલગ અલગ છે. ધર્મશાળાથી થોડેજ દૂર ગંગા નદીના કિનારા ઉપર એક મંદિર છે. આ મંદિરમાં શ્રી ચંદ્રપ્રભુનાં પગલાં તથા શ્રી શાન્તિનાથ પ્રભુની પ્રતિમા છે. બનારસથી રવાના થએલ યાત્રીએ પ્રથમ ચંદ્રાવતી આવી જાત્રા કરી પાછા આવતાં સારનાથ સ્ટેશને ઉતરી સિંહપુરીની યાત્રા

ફરી આવવી, અને ત્હાર બાદ બીજી આવતી ટ્રેનમાં બનારસ આવવું ઠીક પડે છે પછી જહેવો ગાડીનો ટાઇમ.

કહેવું જોઇએ છે કે બનારસની અંદર આવેલા યાત્રાળુઓએ ખુબ સાવધાનીથી રહેવું. સ્ટેશન ઉપર ઉતરતાંજ પંડાઓ પાછળ પડે છે, માટે તે લોકોથી સાવચેતીથી રહેવું. શહેર જોવા જવું હોય તો એકલાએ ન જવું. કોઇ ઓળખીતા ભોમીયા માણસને સાથે લેવો. નહિતો બનારસની ગલીઓ એવી વિલક્ષણ છે કે વખતે ત્હેમાં ભૂલો પડેલો માણસ એ ત્રણ દિવસે પણ સ્થાન ઉપર આવી શકવો મૂસ્કેલ છે. વળી કેટલાક કાશીમાં એવા પણ ગુંડા-ઠગારા છે કે ગલીમાં ભૂલા પડેલા માણસને મારી કૂટી માલ છીનવી લે છે માટે ચેતતા રહેવું-આ સિવાય બજારમાંથી માલ લેવો હોય ત્હેમાં પણ અહિંના દલાલો ખુબ પૈસા મારી ખાય છે. માટે કોઇ ઓળખીતા માણસ પાસે માલ મંગાવી લેવો. માલ લેનારે આપણી શ્રી યશોવિજય પાઠશાળામાં કહેવાથી ત્હાં આગળ વેપારીને બોલાવી માલ પસંદ કરી લેવો વધારે ઠીક પડે છે. આ સિવાય બનારસમાં એક ગુજરાતી અડાલજ (અહમદાવાદ) ના રહીશ શેઠ ડાહ્યાભાઇ દેવચંદની દુકાન છે આ ભાઇ ધર્મીષ્ટ તથા બહુ સજ્જન છે. જાત્રાળુઓને આ ભાઇ દ્વારા માલ લેવાથી બહુ અનુકૂળતા પડે છે,

હરએક જાતનો માલ તેઓ આપી શકે છે. તેમજ એક જૈન અને ધર્મીષ્ટ બંધુ હોવાથી યાત્રાળુઓને જહેમ ઠીકલાગત પડે તેમ આપે અપાવે છે.આ ભાઇની દુકાન 'મચ્છર હટ્ટા-ફાટક' ઉપર છે.

## પટના.

બનારસથી પટણાનું ભાડું ૧-૧૨-૦ છે પટણા શહેર ઘણુંજ લાંબુ છે. જોવા લાયક છે. અહિં બે દેરાસર છે. આ બન્ને દેરાસરો બારેકીગલીમાં છે. શ્વેતામ્બર શ્રાવકોનાં ઘર માત્ર ૫-૬ છે. યાત્રાળુઓને ઉતરવા માટે જોઇએ તેવી કોઇ સગવડ નથી. પરન્તુ એક મંદિરની પાસે એક ન્હાની ધર્મ-શાળા છે. આ સિવાય શહેરથી એક માઇલ દૂર દાદાવાડી છે ત્યાં ધર્મશાળા જેવું સ્થાન છે ત્હેમાં યાત્રી ઉતરી શકે છે.

આ સિવાય શહેરથી એક ગાઉ લગભગ દૂર તુલસી-મંડી ( કમલદે ) માં શ્રીસ્થુલભદ્રજીનાં પગલાંની છત્રી તથા ત્હેની પાસે સુદર્શનશેઠને શુલીનું સિંહાસન થયું તે છે. અહિં પણ શ્રી સુદર્શન શેઠનાં પગલાં છે.દરેક યાત્રીએ અહિં દર્શન કરવા ચૂકવું નહિ. બન્ને પવિત્ર મહાત્માઓનાં સ્થાનનાં દર્શન અવશ્ય કરવાં. આ સ્થાન પટના શહેરથી પશ્ચિમના બાગમાં છે. શહેરમાં હરેક ચીજ મળી શકે છે. અહિંથી યાત્રીએ બીહાર ( સુબે બિહાર ) જવું.

## બિહાર.

બિહાર રેલવે સ્ટેશન છે. પટણાથી ૦-૧૦-૦ ભાડું બેસે છે. રસ્તામાં બખતીઆર ધુર જંકશન સ્ટેશન આવે છે ત્હાં ગાડી બદલવી પડે છે. સ્ટેશનથી લગભગ માઇલના આશરે દૂર ગામ છે. સ્ટેશન ઉપરથી એકા વિગેરે મળે છે. મેથીઆન મહોલ્લામાં એક જૈન ધર્મશાળા છે. ત્હેમાં ઉતરવું ત્હેનીજ અંદર એક મંદિર છે કુલ ચાર દેરાસર બિહારમાં છે.

૧ શ્રી **મહાવીર સ્વામીનું** ધર્મશાળામાં છે, શ્રી **અજીતનાથનું** બજારમાં છે, ૨ શ્રી **ચંદ્રપ્રભુનું** પણ બજારમાં છે અને ૪ શ્રી **આદીશ્વરનું** લાલબાગમાં છે.

બિહારને શાસ્ત્રમાં વિશાલા નગરીથી વર્ણન કરેલું છે.

## પાવાપુરી.

બિહારથી ગાડી કરી પાવાપુરી આવવું. અહિં ઉતરવાને માટે ધર્મશાળાઓની સગવડ સારી છે. પાવાપુરીનો આનંદ તે ખરેખર આનંદજ છે. પરમાત્માશ્રી મહાવીરદેવનું નિર્વાણનું સ્થાન છે. અહિં કુલ ચાર દેરાસરો છે, તે પૈકી એક દેરાસરતો એક વિશાળ તળાવની મધ્યમાં છે તેમાં જવાને

માટે સુંદર પુલ બાંધેલો છે. આ તળાવનું સ્થાન તેજ છે કે જ્યહાં પ્રભુ શ્રીવીરને ઇંદ્રાદિએ અગ્નિ સંસ્કાર કર્યો હતો. આ મંદિરને જળ મંદિર કહેવામાં આવે છે. આ મંદિરમાં ભગવાનના ચરણ કમળની સ્થાપના છે, આ પ્રતિષ્ઠા શ્રી મહાવીરદેવના ભાઇનંદીવર્ધને કરાવેલી છે મહાવીર સ્વામીનાં પગલાંની ડાબી જમણી બાજુએ શ્રી ગૌતમ સ્વામી તથા સુધર્મા સ્વામીનાં પગલાં છે. બહાર સોળસતીનાં પગલાંનો દેખાવ છે આ તળાવની અંદર કમળ પુષ્પ ઘણાં થાય છે. તેમજ અનેક પ્રકારનાં પક્ષિઓ શબ્દ કરી મૂકે છે. તળાવમાં સર્પ પણ ઘણા છે. મંદિરમાં જવાના પુલ ઉપર કોઇ કોઈ વખતે ફરતા દેખાય છે. પણ કોઇને ઇજા કરતા નથી. સાંજના સમયનો દેખાવ ઓરજ પ્રકારનો થાય છે.

આ સિવાય શ્રી મહાવીરસ્વામીનું દેરાસર સમવસરણના આકારનું ધર્મશાળાની અંદર છે. દેરા સરમાં પેસતાંજ શ્રી વીર ભગવાનના નિર્વાણ કલ્યાણકનાં પગલાં છે. જહેની પ્રતિષ્ટા શ્રી નંદીવર્ધને કરાવી હતી. તથા ગૌતમ સ્વામીનાં પગલાં છે. ગભારા બહાર જમણે હાથ ચંદનબાલાનાં પગલાં છે. પાછળ ખુણાઓમાં સ્થળીભદ્ર તથા દાદાજીનાં પગલાંએ

બીજુ દેરાસર બાબુ બુદ્ધિસિંહજીનું બંધાવેલું મહાવીર સ્વામીનું છે. બાબુના દેરાની પાસેજ સમવસરણના નવી રચના છે જહેમાં પ્રાચીન સમવસરણનાં પગલાં પધરાવેલાં છે.

અહિં પાવાપુરીમાં આસોવદી, ૦)) (દીવાળી) ઉપર મ્હોટો મેળો ભરાય છે, કલકત્તા, બનારસ, અજીમગંજ, ( મુર્શિદાબાદ ), નાથનગર બિહાર, પટના, ઈત્યાદિ દૂર દૂરથી લોકો એકઠા થાય છે. પાવાપુરીની આસપાસના ગામડાઓના લોકો પણ આવે છે. સારીરીતે વરઘોડા વિગેરે ધામધુંમ થાય છે. કલ્યાણાભિલાષીએ આ દિવસ આવી યાત્રાનો લાભ અવશ્ય ઉઠાવવો.

## કુંડલપુર.

પાવાપુરીથી કુંડલપુર આવવું. કેટલાક પાવાપુરીથી રાજગૃહીપણ જાય છે. પરન્તુ કુંડલપુર આવવું ઠીક છે. પાવાપુરીથી કુંડલપુર સાત કોશ થાય છે, કુંડલપુરનું બીજુ નામ વડગામ છે. કેટલાક ત્હેને ગોબરગામ પણ કહે છે. ગાડાં કરી જવું. અહિં એક ન્હાની ધર્મશાળા છે ત્હેમાં મુકામ કરવો. આ ગામમાં શ્રી ગૌતમ સ્વામીનો જન્મ થયો હતો. ધર્મશાળામાંજ એક દેરાસર છે. જહેમાં મૂળનાયકશ્રી આદીશ્વર ભગવાનની શ્યામ વર્ણની પ્રતિમા છે મહાવીર

દેવે અહિં ધર્મદેશના આપી હતી--આ નગરાની પણ જાત્રા આવસ્ય કરવી. અહિંથી રાજગૃહી આવવું.

## રાજગ્રહી.

રાજગ્રહીમાં એક વિશાળ ધર્મશાળા છે. અહિં ત્રણ દેરાસરો છે. પરન્તુ તે એકજ મકાનમાં છે. આ નગરીનુ વર્ણન શાસ્ત્રોમાં સુપ્રસિદ્ધજ છે. ભગવાન મુનિ સુવ્રતસ્વામીનાં ચાર કલ્યાણક અહિંજ થયાં છે. ભગવાન્ મહાવીર દેવનાં ચૌદ ચોમાસાં અહિં થયાં છે. મગધ દેશના શ્રેણીક રાજાની રાજધાની આજ નગરી છે. મહાવીર દેવના અગીયારે ગણધરો અહિંજ મોક્ષ ગયા છે. નગરીની શોભાનું જે વર્ણન શાસ્ત્રોમાં છે ત્હેમાંનું નામ નિશાન પણ નથી આજ તો એક ભાગ્યુ તુટયુ ગામડું છે. ખેર ! વસ્તુઓ મળે છે શ્રેણીક રાજાનો સોન ભંડાર અને શાલીભદ્રની નિર્માલ્ય કુઇ વિગેરેની નિશાનિઓ નજરે આવે છે.

ગામથી અડધો ગાઉ દૂર ડુંગરોની તળેટી આવે છે. ત્હાં ગરમ પાણીના તથા ઠંડા પાણીના મળી બાવીસ કુંડો છે.

પહાડ ઉપર જાત્રા કરવા જનારને પાણીનિ માટે યોગ્ય બંદોબસ્ત કરી લેવો કેમકે પહાડો ઉપર કંઈ સગવડ નથી.

પગે ચાલી પહાડોની યાત્રા કરવાની શક્તિ ન હોય તેઓએ ડોળી કરવી. ડોળીઓ મળી શકે છે. આ સિવાય બીજી કોઇપણ ચીજ (જહેવી કે દુધ, દહિં ઇત્યાદિ) ને માટે અહિંના કારખાનાના મુનિમજીને કહેવાથી તેઓ સગવડ કરી આપે છે. પહાડની જાત્રા કેટલાક એકે દિવસે પૂરી કરે છે. જ્યહારે કેટલાક બે દિવસમાં પુરી કરે છે જહેવી જહેની શક્તિ ?

પહાડ સંબંધી હકીકત નિચે પ્રમાણેઃ—

**વિપુલાચલ**—આ પહાડ ઉપર શ્રી મુનિ સુવ્રત સ્વામીનાં મોક્ષ સિવાયનાં ચાર કલ્યાણક થયાં છે. પહાડ ઉપર જતાં પ્રથમ એવંતા મુનિની એક દેરી આવે છે ત્યહાં દર્શન કરવાં. આ મુનિએ અહિં અણસણ કર્યું હતું અને મોક્ષે ગયા હતાં. આગળ જતા કલ્યાણકોનાં સ્થાનોમાં પગલાં તથા પ્રતિમાજીનાં દર્શન કરવાં, કમળ ઉપરની શ્રી મહાવીર સ્વામીની પાદુકા તથા પ્રતિમાજી અને શ્રી મુનિસુવ્રત સ્વામી, ચંદ્રપ્રભુ. શ્રી આદિનાથ શ્રી શાન્તિનાથ અને શ્રી પાર્શ્વનાથનાં પગલાંનાં દર્શન કરવાં સાથે માણુસ લેવાથી દરેક સ્થળે દર્શન કરવામાં વધારે સુગમતા પડે છે. આજ પહાડ ઉપરથી એક બીજા રસ્તેથી રત્નગીરી આવવું.

**રત્નગીરી**—આ પહાડ ઉપર શ્રી શાન્તિનાથ, ઋષભ-દેવભગવાનની પ્રતિમાનાં દર્શન કરવાં, તથા શ્રી વાસુપૂજ્ય, પદ્મપ્રભુ, નેમીનાથ, શાન્તિનાથ તથા ચિંતામણિ પાર્શ્વનાથનાં પગલાંનાં દર્શન કરવાં. આ પહાડ ઉપરથી ઉદયાચલ ઉપર જવાનો રસ્તો છે પરન્તુ કઠિણ છે.

**ઉદયાચલ**—આ પહાડ ઉપર શ્રી પાર્શ્વનાથ ભગવાનનું દેરાસર છે. અરતાં ગોખલામાં અભિનન્દન સ્વામી તથા સુમતિનાથ ભગવાનની ચરણપાદુકાઓ અને શ્રી શાન્તિનાથ તથા શ્રી ઋષભદેવ ભગવાનની પ્રતિમાઓ છે અને બહાર પણ શાન્તિનાથની પ્રતિમાનાં દર્શન કરવાં. આ પહાડ ઉપરથી સોવનગીરી ઉપર જવું.

**સોવનગીરી**—આ પહાડ ઉપર શ્રીઋષભદેવ પ્રભુની પ્રતિમા તથા પગલાં છે. તે મહાવીરસ્વામીની પ્રતિમા છે. ત્હેનાં દર્શન કરવાં અહિંથી વૈભારગીરી ઉપર જવું.

**વૈભારગીરી**—આ પહાડ ઉપર શ્રી મહાવીર પ્રભુની સમવસરણભૂમિ છે. પાંચ જુદી જુદી દેરીઓ છે જ્હેમાં

૧ વાસુપૂજ્ય તથા પદ્મપ્રભુની પ્રતિમા અને શાન્તિ નાથ અને નેમનાથનાં પગલાં છે.

૨ બીજી દેરીમાં શ્રી મહાવીર સ્વામીની પ્રતિમા, ચોવીસ તીર્થંકરો કાઉસ્સગ ધ્યાન તથા નેમનાથ, શાન્તિનાથ અને પાર્શ્વનાથની પાદુકાઓ છે.

૩ ત્રીજામાં શ્રી ચિંતામણિપાર્શ્વનાથની પ્રતિમા તથા મહાવીરસ્વામી અને નેમનાથનાં પગલાં છે.

૪ ચોથીમાં ચોવીસ તીર્થંકર ભગવાન, નેમનાથની પ્રતિમા અને પાર્શ્વનાથના પગલાં છે.

૫ પાંચમીમાં પાર્શ્વનાથ તથા શાન્તિનાથ વિગેરેની પ્રતિમાઓ છે.

એ પ્રમાણે આ પહાડ ઉપર પાંચે દેરીઓનાં દર્શન કરવાં અહિંથી એક માઈલ ઉપર ચઢાવમાં એક દેરી છે જેહેમાં વાસુપૂજ્ય તથા નેમનાથની પ્રતિમા છે તેહેના દર્શન કરવા અવશ્ય જવું. તેમજ ગૌતમાદિ અગ્યાર ગણધરોનાં પગલાં છે તેહેનાં પણ દર્શન કરવાં અહિં અગીઆરે ગણધરો મોક્ષે ગએલા છે.

યાદ રાખવું કે ચોથા પહાડ ઉપરથી પાંચમા પહાડ ઉપર જતાં નિચે શ્રેણીકનો ગુપ્ત ભંડાર (સોનભંડાર)

એક ગુફામાં આવે છે અને તેથી જરા આગળ જતાં પાદો પગળ અણુશણુ શીલા આવે છે. જેના ઉપર ધનાશાલીભદ્ર આહાર પાણી ત્યાગ કરી ઝાડની માફક સ્થિર રહ્યા હતા. આ બંને સ્થળે દર્શન કરી નિચે ઉતરી રાજગૃહી આવવું.

પહાડ ઉપર રાત રહેવું નહીં. આ પહાડો પણ ઘણા રળીઆમણા છે–રાજગ્રહીની યાત્રા પૂરી કરી ગુણાયાજી આવવું.

## ગુણાયાજી.

રાજગૃહીથી ગુણાયાજી ૧૭ કોશ દૂર છે. અહિં એક મ્હોટી ધર્મશાળા છે. ઉતરવાની સગવડ સારી છે. આ સ્થળ ઘણું સુશોભિત અને રમણીય છે. ગુણાયાજી શાસ્ત્રમાં ગુણશીલ ચૈત્ય વનથી પ્રસિદ્ધ છે. અહિં પણ જલમંદિર છે. અર્થાત તળાવમાં એક મંદિર છે. મંદિરમાં જવાને માટે સુંદર પુલ બાંધેલો છે. મૂલનાયક શ્રી મહાવીરસ્વામી બારાજમાન છે. બહાર ભમતીમાં ઓટલા ઉપર ચોવીસ તીર્થંકરનાં, અગીઆર ગણધરનાં, તે સિવાય ચાર બાજૂએ ખુણામાં વીસ તીર્થંકર શ્રી શીખરજી ઉપર સિદ્ધિપદ વર્યા તેઓનાં તથા આદીશ્વર, નેમનાથ, વાસુપૂજ્ય અને મહાવીરસ્વામીનાં પગલાં છે ત્યહાં દર્શન કરવાં. જલમંદિરનો દેખાવ મનોહર છે. અહિં

ગામડુ છે. વસ્તુ કંઇ મળતી નથી. પરંતુ અહિંથી લગભગ એક દોઢ માઇલ દૂર **નવાદા** શહેર છે, ત્યાં દરેક ચીજ મળે છે. નવાદા સ્ટેશન પણ છે. કેટલાક લોકો નવાદાથી લખીસરાઇ થઇ ભાગલપુર જાય છે. પરન્તુ અહિંથી (લછવાડ ક્ષત્રીયકુંડ) જવું સારૂં છે.

## લછવાડ ( ક્ષત્રીયકુંડ )

ગુણાયાજીથી ક્ષત્રીકુંડ આવવું. ગુણાયાથી ક્ષત્રીકુંડ લગભગ ૧૭ કોશ થાય છે. ગાડાં કરી આવવું. રસ્તામાં બીજો કોઇ જાતનો ડર નથી. ગાડાંવાળા પ્રાય બામીઆ હોય છે. અહિં એક મ્હોટી ધર્મશાળા છે. ત્હેમાં મુકામ કરવો. જોગવાઇ સારી છે. ધર્મશાળામાં એક મંદિર છે. મુલનાયક શ્રી મહાવીરસ્વામી છે. બહાર ભમતીમાં ચારે ખુણામાં ચ્યવન, જન્મ તથા દીક્ષા કલ્યાણકનાં પગલાં છે. ત્યાં દર્શન કરવાં. અહિંથી લગભગ દોઢ ગાઉ દૂર એક ક્ષત્રીકુંડ છે. ત્યાં કંઇ પણ વસ્તી નથી. પ્હેલાં શ્રી વીરપ્રભુના પિતાશ્રીની રાજધાની હતી. અહિં હાલ ફક્ત ડુંગરો વિદ્યમાન છે. ડુંગરોની નીચે બે દેરીઓ છે. જહેમાં મહાવીરસ્વામીની પ્રતિમા તથા ચ્યવન અને દીક્ષાના પગલાં છે. અહિં દર્શન કરી એક માણસ લેઇ પહાડ ઉપર જવું. અનુક્રમે સાત મ-

ઢાવ ચઢીને પહાડ ઉપર પહોંચી શકાય છે. પહાડ ઉપર એક દેરાસર છે. જ્હેમાં મહાવીરસ્વામી મૂલનાયક છે. તેમજ જન્મ કલ્યાણકનાં પગલાં છે. કહેવાય છે કે આજ જગ્યાએ પ્રભુનો જન્મ થયો હતો. મંદિરની નજીકમાં એક નાળુ છે ત્હેમાં ન્હાઇ પ્રભુની પૂજા કરવી. સાત ન્હાની ન્હાની ડુંગરીઓ મળી એક પહાડ બનેલો છે. પહાડ ઉપર જવાને માટે, જ્હેને ચાલવાની શક્તિ ન હોય ત્હેને માટે ડોળી મળી શકે છે. ડોળીનું ભાડું ૧–૯–૦ આપવાનો ઠરાવ છે. પ્રભુવીરનાં અહિં ત્રણ કલ્યાણક ( ચ્યવન, જન્મ અને દીક્ષા ) થએલાં છે. અહિ પણ જાત્રા કરવાથી અપૂર્વ આનંદ થાય છે. અહિંથી કાકંદી જવું—

## કાકંદી નગરી.

લછવાડ ( ક્ષત્રીકુંડ ) થી કાકંદી ગાડા રસ્તે દશ ગાઉ અને પગ રસ્તે ૬ ગાઉ થાય છે. રસ્તા બંન્ને સારા છે. કોઇ જાતનો ડર નથી. અહિં એક દેરાસર છે, ને તેને લગતી એક નાની ધર્મશાળા છે, ત્હેમાં મુકામ કરવો દેરાસરમાં મુલનાયક શ્રી પાર્શ્વનાથ સ્વામી છે. આ નગરીમાં નવમા તીર્થંકર શ્રી સુવિધિનાથ પ્રભુનાં ચાર (ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન ) કલ્યાણકો થએલાં છે. હવે આ તરફની નગરીઓની યાત્રા પૂરી થઇ.

## લખીસરાઇ.

કાકંદીથી લખીસરાઇ ચાર ગાઉ દૂર થાય છે ત્યહાં આવવું. અહિં ધર્મશાળાની જોગવાઇ નથી પરન્તુ પુલ ઉતરી કયુલ સ્ટેશનની સ્હામે એક મ્હોટી ધર્મશાળા છે ત્હેમાં ઉતરવું. કેટલાક યાત્રાળુઓ અહિંથી ( લખીસરાઇથી ) નગરી ફરવી શરૂ કરે છે. પરન્તુ તેમ કરવામાં કેટલીક અગવડતા વેઠવી પડે છે માટે નગરી ફરવાવાળાએ તો કાશીથી પટણા—પટણાથી બીહાર આવી નગરીઓ ફરવાનું શરૂ કરવું. બીહારથી ગાડાં કરવાં તો ગાડાંનું ઉધ્ધડ ઠરાવવું, કે જ્હેથી ગાડાંવાળાઓ શિઘ્ર નગરીઓ ફરી વળે. નગરીઓ ફરતાં લગભગ ૧૩–૧૪ દિવસ થાય માટે લખીસરાઇ પહોંચાય ત્યહાં સુધીનો દરેક સામાન સાથે રાખવો સારો છે. કેમકે કોઇ કોઇ સ્થળે ચીજો મળવી મુસ્કેલ થઇ પડે છે. લખીસરાઇથી ગીરડીહ આવવું. જો કોઇ એક બે માણસ યાત્રા કરવા નિકળ્યા હોય તો સિધા ઇસ્ત્રીસ્ટેશન આવવું. અને ત્યહાંથી પહાડ ઉપર જવું.

## ગીરડીહ.

લખીસરાઇથી ગીરડીહનું રેલભાડું ૧–૫–૦ છે ગીરડીહ જતાં રસ્તામાં મધુપુર જંકશન આવે છે. ગીરડીહમાં

સ્ટેશનની સ્હામેજ એક ન્હાની ધર્મશાળા છે. અહિં ધર્મ-શાળામાં શ્રી સુપાર્શ્વનાથ પ્રભુનું એક મનોહર મંદિર છે ત્યહાં સેવા પૂજા કરવી. અહિં ગામ સારૂં છે. દરેક વસ્તુઓ મળે છે. અહિં હરડે સસ્તી મળે છે. અહિંથી સમેત શિ-ખરજી ૧૮ માઇલ દૂર થાય છે. શિખરજી જવાને માટે બળદ ગાડીઓ તથા માણસ ખીંચનારી ગાડીઓ ભાડે મળે છે. અહિંથી જે અનુકુળ પડે તે ગાડી કરી ઋજુવાલિકા આવવું.

## ઋજુવાલિકા.

ગીરડીહથી લગભગ ચાર ગાઉ દૂર ઋજુવાલિકા નદી આવે છે. નદીના કાંઠા ઉપર એક ન્હાનું દેરાસર છે જ્હેમાં પ્રભુવીરનાં ચરણકમળની સ્થાપના છે. આજ નદીના કીનારે પ્રભુ શ્રી વીરને કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું હતું. આ મંદિરમાં નેમનાથ પ્રભુની એક પ્રતિમા પણ છે. આ સ્થાન ઘણુંજ રળીઆમણું અને પ્રભાવિક છે માટે દરેક યાત્રીએ અવશ્ય દર્શન કરવાં.

## સમેતશિખર.

ઋજુવાલિકા નદીથી ૫ કોશ દૂર શ્રી મધુવન—સમેત-શિખર છે. અહિં બે મ્હોટી ધર્મશાળાઓ છે ત્હેમાં જ્યહાં

અનુકૂળ પડે ત્યહાં મુકામ કરવો. આ સ્થાનની વાતજ શું કહેવી ? સ્થળ ઘણું રમણીય અને મનોહર છે. **ધર્મશાળા**ઓની પાસેજ દશ જીનાલયો અપૂર્વ બાંધણીવાળાં છે તે મંદિરો પૈકી ૪ **શ્રીપાર્શ્વનાથનાં**; ૨ **શ્રીસામલા પાર્શ્વનાથનાં**, ૨ **શ્રીસુપાર્શ્વનાથનાં**, ૧ **શ્રીચંદ્રપ્રભુનું** અને ૧ **શ્રીશુભસ્વામી** ગણધરનું એ પ્રમાણે દશ શિખરબંધ દેરાસરો છે. પાણી વિગેરેની સગવડ છે. સેવા પૂજા જરૂર કરવી. મેડા ઉપર ત્રણ ઠેકાણે **શ્રીચંદ્રપ્રભુ, સંભવનાથ** અને **સુપાર્શ્વનાથ** ચોમુખજી વિગેરે છે ત્યહાં પણ સેવા પૂજા કરવા ચુકવું નહિ. આ સ્થળ મધુવન અથવા તો પાર્શ્વનાથ હીલના નામથી પ્રસિદ્ધ છે. પહાડ ઉપરનો રસ્તો ધર્મશાળાના દરવાજા બહારથીજ શરૂ થાય છે. ચઢાવ કઠીણ છે. પથ્થર નથી, માટીની સડક છે. આ પહાડ ઉપર જતાં ચામડાના બુટ-જોડા પહેરવા નહિ. પહાડ ઉપર પગે ચાલી ચઢવાની શક્તિ ન હોય તેઓને માટે ડોળીઓ મળી શકે છે. અહિંના કારખાનામાંથી વાસણ વિગેરે મળી શકે છે. એકજ દિવસે ખુશીની સાથે બધી ટુંકો ફરી વળાય છે. પહાડ ઉપર ચઢી લગભગ દોઢ ગાઉ ગયા બાદ એક ગંધર્વ નાળુ આવે છે. ત્યહાં એક મકાન બાંધેલું છે ત્હેને લોકો તળાટી કહે છે. યાત્રા કરી પાછા ફરતાં યાત્રાળુઓને ભાતુ

( લાડુ–સેવ ) આપવામાં આવે છે. અહિંથી થોડે દૂર ચઢયા બાદ બે રસ્તા આવે છે. ડાબા હાથ તરફના રસ્તા ઉપર '**સિતાનાળાનો રસ્તો**' એવું બોર્ડ મારેલું છે. સિતા-નાળાના રસ્તે જવામાં બધી ટુંકો ફરવામાં થોડો ફેર પડે છે. માટે જમણા હાથના રસ્તે સિધા ચઢવું. આ ચઢાવે ચઢવાથી પહેલાં શ્રીપાર્શ્વનાથની ટુંક આવશે. આ ટુંકમાં શ્રીપાર્શ્વનાથની ચરણ પાદુકા છે, અહિં શ્રીપાર્શ્વનાથ ભગ-વાન મોક્ષે ગયા છે. વળી આ ટુંક ઉપર ચઢતાં ચોરાસી પગથીઆં ચઢવાં પડે છે. અહિ દર્શન કરી ચોરાશી પગ-થીઆં નિચે ઉતરવું. ત્યહાંથી આગળ વધી અનુક્રમે ટુંકે ટુંકે દર્શન કરતા જવું. અનુક્રમે **નેમનાથ, અજીતનાથ, વિમલનાથ, સુપાર્શ્વનાથ, મહાવીરસ્વામી, શાન્તિ-નાથ, સુમતિનાથ, ધર્મનાથ, ચોવીસતીર્થંકર, પા-ર્શ્વનાથના દશ ગણધરનાં પગલાં, કુંથુંનાથ, નમી-નાથ, અરનાથ, મલ્લીનાથ, શ્રેયાંસનાથ, સુવિધિનાથ, પદ્મપ્રભુ, મુનિસુવ્રતસ્વામી, ચંદ્રપ્રભુ, આદીશ્વર, સીતલનાથ, અનંતનાથ, સંભવનાથ, વાસુપુજ્ય-સ્વામી,** અને **અભિનંદન**સ્વામી વિગેરે ભગવાનની જુદી જુદી ટુંકો થોડે થાડે દૂર આવે છે, ત્યહાં બધે દર્શન કરવાં. આ બધી ટુંકોમાં ભગવાનની ચરણ પાદુકાઓ છે. આમાં પદ્મ-

પ્રભુ, મુનિસુવ્રતસ્વામી, ચંદ્રપ્રભુ, આદીશ્વર, શીતલનાથ, એ પાંચ ટુંકો જુદી જુદી ટેકરીઓ ઉપર અલગ અલગ આવેલી છે. સૌથી અલગ ઉંચી ટેકરી શ્રીચંદ્રપ્રભુની છે. ચઢાવ પણ કઠીણ છે. આ બધી ટુંકોની મધ્યમાં **શ્રીસામલીઆ પાર્શ્વનાથની** મ્હોટી ટુંક છે. આ ટુંકે આવવાનો એક રસ્તો શ્રીકુંથુનાથની ટુંક આગળથી નિકળે છે, જ્યહારે બીજો રસ્તો બધી ટુંકોએ ફરી આવતાં સંભવનાથની ટુંક આગળથી નિકળે છે તે ખ્યાલમાં રાખવું. **શ્રીસામળીઆપાર્શ્વનાથની** ટુંકે એક મ્હોટું મંદિર છે. દેરાસરમાં મુલ નાયક શ્રીસામળીઆ પાર્શ્વનાથજી બીરાજમાન છે. આ સિવાય ગભરામાં અભિનંદન, શીતલનાથ, સહસ્ત્રફણા પાર્શ્વનાથ વિગેરે બીજી પ્રતિમાઓ પણ છે. અહિં ન્હાવાની સગવડ સારી છે, માટે સેવા પૂજા કરવી. સેવા પૂજા કરી શ્રીકુંથુનાથની ટુંકે આવી સિતાનાળાના રસ્તે નીચે ઉતરવું.

આ પવિત્ર પહાડ ઉપર શ્રીઆદીશ્વર, વાસુપૂજ્ય, નેમનાથ અને મહાવીરસ્વામી સિવાયના વીસ તીર્થંકરો હજારો મુનિઓની સાથે સિદ્ધિપદને વર્યા છે. વળી સગરચક્રવર્તિ છ ખંડની રાજ્ય સિદ્ધિ છોડી સંખ્યાબંધ પરિવાર સાથે આજ સ્થળે મોક્ષે ગયા છે. કર્મરૂપ મળને સાફ કરવા માટે દરેક ભવ્ય

મનુષ્યો આતીર્થની યાત્રા ખુબ ભાવથી કરવી. આ તીર્થનો અપૂર્વ મહિમા છે. અહિં યાત્રા કરનારને અપૂર્વ આનંદ ઉત્પન્ન થાય છે.

પહાડ ઉપર જવાને માટે ડોલીઓ પણ મળી શકે છે. ત્હેનો ચાર્જ ૨-૮-૦ લે છે. અહિંનું પાણી સારૂં છે તેમ હવા પણ સારી છે. અહિં સિધુ સામાન વિગેરે મળે છે. કેટલાકોનું કહેવું છે કે 'ફાગણ સુદી ૧૫ પછી અહિં કોઇ રહેતું નથી તેમ પાણી બગડી જાય છે' પરન્તુ તેમ નથી. તે પછી પણ ઘણા દિવસ સુધી લોકો યાત્રા કરવા જઇ શકે છે. પહાડ ઉપર કોઇ પણ જાતનો ભય નથી, જો કે ઝાડી ઘણી છે, રાત્તના ૨ા-૩ વાગ્યાથી લોકો પહાડ ઉપર ચઢવું શરૂ કરેછે. યાત્રાળુઓને અહિં દરેક વાતે સગવડતા સારી છે. કારખાનામાં નાણાં ભરનારે પાઇ પાઇની પહોંચ લેવા ચૂકવું નહીં.

શ્વેતાંબર ધર્મશાળાની બાજુમાં દીગમ્બરીઓની ધર્મ-શાળાઓ છે અને ત્હેની અંદર તેઓનાં મંદિરો છે.

અહિં વરસાદનું જોર વધારે રહે છે. માટે યાત્રાળુ-ઓએ ઓઢવા-બીછાવાનું વિગેરે સાધનો સારી રીતે રાખવાં.

સમેતશિખર સુધી આવેલા યાત્રાળુઓને કલકત્તાની યાત્રા કરવાનું તથા કલકત્તા જોવાનું મન સ્વાભાવિક થઇ આવે, અને તેટલા માટે કેટલાક ગીરડીહ આવી સિધા કલકત્તે ઉપડી જાય છે, જ્યહારે કેટલાક ભાગલપુર આવી જાત્રા કરતા કરતા જાય છે.

## ભાગલપુર.

ગીરડીહથી ભાગલપુર આવવું સારૂં છે. ગીરડીહથી ભાગલપુરનું ભાડું ૧-૧૫-૬ છે. ભાગલપુર આવતાં મધુપુર અને કયુલ એ બે ઠેકાણે ગાડી બદલવી પડે છે. ભાગલપુરમાં સ્ટેશનની પાસેજ ધર્મશાળાઓ છે. ત્હેમાં જ્યહાં અનુકૂળ પડે ત્યહાં ઉતરવું. ધર્મશાળામાંજ એક સુંદર દેરાસર છે, જ્હેમાં મૂલનાયક શ્રી વાસુપૂજ્ય સ્વામી છે. આજ દેરાસરમાં જમણી બાજુએ શ્રી મલ્લીનાથ અને નેમીનાથ એ બે ભગવાનની પ્રતિમાઓ છે તેમ પગલાં છે. મીથીલા નગરીમાં આ બે તીર્થંકરો પૈકી શ્રી મલ્લીનાથ ભગવાનનાં ચાર અને શ્રી નેમીનાથ ભગવાનનાં ત્રણ મળી કુલ સાત કલ્યાણકો થએલાં છે. હાલ તે તીર્થ વિચ્છેદ જવાથી બન્ને પ્રતિમાઓને લાવીને અહિં પધરાવવામાં આવેલી છે. હવે કોઇ યાત્રી મિથીલા નગરી યાત્રા કરવા જતા નથી માટે મિથિ-

લાની હકીકત કંઈ લખી નથી. અહિંથી ત્રણ ચાર માઇલ દૂર ચંપાપુરી નગરી આવેલી છે.

## ચંપાપુરી ( નાથનગર )

ભાગલપુરી ચંપાપુરથી આત્રવામાં બે રસ્તા છે, એક રેલનો રસ્તો અને બીજો પાયદલ-પાયદલ રસ્તે આવવામાં સીધી સડક છે. સાડા ત્રણ ચાર માઇલ ચાલવું પડે છે. રેલમાં આવનારે નાથનગર સ્ટેશને ઉતરવું. નાથનગર અને ચંપાનગર લગોલગ છે. લગભગ એક દોઢ માઇલ જેટલું ચાલવું પડે છે. નાથનગર સ્ટેશન ન્હાનું હોવાથી ભાડાની ગાડીઓ વિગેરે મળતું નથી. માટે વધારે સારૂ તો તેજ છે કે ભાગલપુરથી સીધી સડકે આવવું. ચંપાપુ-રીમાં એક મ્હોટુ મંદિર છે. મૂળનાયક શ્રી વાસુપૂજ્ય સ્વામી બીરાજમાન છે. આ દેરામાં બીજા પણ ઉપર નિચે ગભારા છે, ત્હેમાં દર્શન કરવાં. દેરાસરને ફરતો એક બગીચો અને ધર્મશાળા છે. આ ધર્મશાળામાં ઉતરવું. આ નગરીમાં વાસુપૂજ્ય સ્વામીનાં ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને મોક્ષ એવં પાંચે કલ્યાણકો થએલાં છે. ચંપાપુરી હાલતો એક ન્હાનું ગામડું રહ્યું છે. ત્હાં સીધું વિગેરે મળે છે.

કહેવું જોઇએ છે કે ભાગલપુર અને ચંપાનગરીમાં રેશમી કાપડ બહુ બને છે, રેશમી કાપડનાં કારખાનાં છે. આજકાલ રેશમી કાપડ ઉપર લોકો મોહિત થઇ જાય છે, ત્હેને પવિત્ર માની ઉમંગથી પહેરે ઓઢેછે, પરન્તુ તે ભાઇઓએ એક વખત અહિંના રેશમી કાપડનાં કારખાનાં જોવા તકલીફ લેવી. અહિં ગમે ત્હેવા માણસ હોય તો પણ આ કારખાનાઓમાં દૃષ્ટિ પાત કરવાથી ચકી ખાધા વિના રહેશે નહિ. જે કીડાઓથી વર્તમાન રેશમ બને છે તે કીડાઓ સહિત કોસેટાના બોરે બોરા ભરી ત્હેને સૂકવેલા દૃષ્ટિ ગોચર થાય છે, આ કોસેટાઓને ભઠ્ઠીઓની અંદર મ્હોટા મ્હોટા હાંડાઓમાં—તાવડાઓમાં ગરમ પાણીની અંદર બાફવામાં આવે છે. વાંચક! અંદરના કીડાઓની કેવી હાલત થતી હશે, તે તો તું પોતેજ વિચાર. મ્હારૂ તો એજ કહેવું છે કે આજકાલ બનતા રેશમને પવિત્ર કહેવું અથવા તે રેશમના કપડાઓને વાપરવાં તે મહા પાપ છે. જે જે લોકો આ કારખાનાઓ જુએ છે તે દરેક ત્રાસ પૂર્વક કહે છે કે વર્તમાન સમયમાં બનતા રેશમનાં કપડાં પહેરનાર દયાળુ નથી, પરન્તુ તે મહા કઠોર હૃદયનો છે. જાત્રાળુઓએ ખાસ આ સંબંધી અનુભવ કરી લેવો.

# નાથનગર.

ચંપાપુરીની પાસેજ નાથનગર એક ગામ છે, અહિં બાબુ સુખરાજરાયની એક કોઠી છે. સુખરાજરાયે પોતાના મકાનમાં એક અતીવ સુંદર દેરાસર બનાવ્યું છે. આ દેરાસરમાં ઘણે ભાગે કાચની કારીગરી વાપરેલી છે. આ દેરાસરનાં પણ અવશ્ય દર્શન કરવાં. અહિંથી યાને નાથનગર સ્ટેશનથી અથવા તો ભાગલપુરના સ્ટેશનથી અઝીમગંજ જવું.

# અઝીમગંજ ( મુર્શિદાબાદ )

ભાગલપુરથી અઝીમગંજનું રેલ ભાડું ૧-૧૨-૪ છે. ભાગલપુરથી અઝીમગંજ જતાં રસ્તામાં નલહટ્ટી સ્ટેશને ટ્રેન બદલવો પડે છે. સ્ટેશનની પાસેજ આવેલી બાબુ વિજયસિંહજી દુધેડીયાની ધર્મશાળામાં મુકામ કરવો. અઝીમગંજ અને બાલુચરની મધ્યમાં ગંગા નદી વહે છે. અઝીમગંજમાં નવ શીખરબંધ અને એક ઘર દેરાસર છે.

૧ શ્રી **શાન્તિનાથનું** દેરાસર રેલના પાટા પાસે જ છે. આ દેરાસરમાં રત્ન, માણેક, પાના ગોમીદન, પીરોજા, તારા મંડલ વિગેરે નવરત્નની પ્રતિમાઓ છે. અદ્ભૂત અને અલૌકિક છે. રૂડાં દર્શન કરવાં. મૂલ નાયક શ્રી શાન્તિનાથ પ્રભુ છે.

૨ શ્રી **સંભવનાથનું** ( ધનપત બાબુનું ) છે. આ દેરાસર ઘણું મ્હોટું છે. મૂલ નાયકજી શ્રી સંભવનાથની પ્રતિમા ઘણી મ્હોટી છે. જમણી બાજુએ એક ગભારામાં ચાંદીની, સોનાની અને રત્નની અલૌકિક પ્રતિમાઓ છે. ઉપરના ભાગમાં સંભવનાથ, પંચતીર્થ તથા અષ્ટાપદની રચના ખાસ દર્શનીય છે. એક બાજુએ રૂપાના સહસ્ત્ર કૂટ છે. ત્રીજે માળે ચોમુખજીનાં પણ દર્શન કરવાં. દેરાસરમાંથી બહાર નિકળતાં ચોકમાં જમણા હાથ તરફ એક ગભારામાં શ્રી આદીશ્વરજી આદિની પ્રતિમાઓ છે ત્હેનાં દર્શન કરવાં ડાબા હાથ તરફ પાછલના ભાગમાં દાદાજીનો બગીચો છે. જ્હેમાં ગૌતમ સ્વામીનાં પગલાં છે. ત્હાં પણ દર્શન કરવા ચૂકવું નહિ. આ દેરાસરથી આગળ ચાલતાં ધનપતસિંગ ગુલાબસિંગનો બગીચો ( રોઝવીલા ) આવે છે, તે જોવા લાયક છે ત્હેની પાસેજ થોડે દૂર રામબાગ છે. રામ બાગમાં પણ એક દેરાસર છે.

૩ **શ્રી સામળીયા પાર્શ્વનાથનું**—રામબાગમાં છે. મુળનાયક શ્રી પાર્શ્વનાથ અને પાસે બીજા ગભારામાં અષ્ટાપદજી છે.

૪ **શ્રી પદ્મપ્રભુનું**—દેરાસર છે. બીજા ગભારામાં મૂલનાયક શ્રી પાર્શ્વનાથનાં દર્શન કરવાં.

૫ **શ્રી ગોડીપાર્શ્વનાથનું**—આ દેરાસર ખાસ ગંગા નદીના કીનારા ઉપર છે.

૬ **શ્રી સુમતિનાથનું**—બાબુ બુદ્ધિસિંહજીનું આ દેરાસર પણ ઘણું મ્હોટું છે. આ દેરાસરમાં શ્રી મહાવીરસ્વામી, વાસુપૂજ્ય સ્વામી અને શાન્તિનાથની એમ ત્રણ રત્નની પ્રતિમાઓ છે. જે આશરે એક હાથ જેટલી ઉંચી છે. અવશ્ય દર્શનીય છે.

૭ શ્રી **ચિંતામણિ પાર્શ્વનાથનું**—બાબુ બુદ્ધિસિંહજીનું ઘણું મ્હોટું છે.

૮ **શ્રીનેમીનાથનું**—મ્હોટું દેહરું છે. આ મંદિરમાં રત્નની પ્રતિમા, નવ પદજી અને એક પાનાની પ્રતિમા છે. આ દેરાસરમાં બે ગભારા છે, એકમાં શ્રી આદીશ્વરભગવાન્ અને બીજામાં શ્રી વાસુપુજ્યસ્વામી બીરાજમાન છે.

૯ ઘર દેરાસર—ખાસ બાબુ બુદ્ધિસિંહજીના મકાનમાંછે.

૧૦ **શ્રી શાન્તિનાથનું**—આ દેરાસર ધર્મશાળાની પાછળ આવેલું છે.

એ પ્રમાણે દસ દેરાસરો ખાસ અજીમગંજમાં છે. દરેક દેરાસરો બહુજ રળીઆમણાં અને મનોહર છે દરેક દેરાસરનાં દર્શન કરવાં. આ સિવાય નદીથી પાર બીજાં કેટલાંક દેરા-

સરો છે. નદીથી પાર વહાણમાં બેસી જવાય છે. એક પૈસો વહાણવાળા લે છે.

**કીર્તિબાગ**—નદીથી પાર ઉતરી થોડે દૂર સિધા ચાલી પછી ડાબી બાજુએ વળી જવું. ડાબી બાજુએ વળી એક માઇલ લગભગ આગળ ગયા બાદ આ બગીચો આવે છે. આ બગીચામાં એક દેરાસર છે. મૂળનાયક તરિકે શ્રી શામળીઆ પાર્શ્વનાથ અને વાસુપૂજ્ય સ્વામીની કશોટીની પ્રતિમાઓ બીરાજમાન છે, આ બન્ને પ્રતિમાઓ બહુજ અલૌકિક અને મનોહર છે, દર્શન કરવાથી અતીવ આનંદ ઉત્પન્ન થાય છે. દેરાસર ઉપર ચોમુખજીનાં દર્શન કરવાં. દેરાસરને ફરતો વિશાળ બગીચો છે. આ બગીચો પણ એક જોવા લાયક છે. બગીચાની અંદર કોઇ કોઇ સ્થળે દેરીઓમાં દાદાજીનાં પગલાં તથા કેટલીક દેરીઓમાં અહિંના સુપ્રસિદ્ધ બાબુઓનાં પગલાં પણ છે. આ બગીચાથી પાછા નદી કિનારે આવી ડાબા હાથ તરફ સિધિ સડકે જવું. એક માઇલ દુર ગયા બાદ બાલુચર આવે છે.

**બાલચુર**—અજીમગંજથી સિધા વહાણમાં બેસીને બાલુચરમાં પણ આવી શકાય છે. બાલુચરમાં મ્હોટો બજાર કેટલાક યાત્રાળુઓ અહિં રહે પણ છે. પરન્તુ ધર્મશાળા છે,

વિગેરેની સગવડતો અજીમગંજમાં સારી છે. અહિં પાંચ દેરાસરો છે. નદી કિનારે શ્રી **સંભવનાથનું** છે. ત્હાં દર્શન કરી પાસેના **શ્રીઅરનાથજી**ના મંદિરમાં દર્શન કરવાં. અહિંથી આગળ **શ્રીવિમલનાથજી**નું દેરાસર આવે છે. આ દેરાસરમાં ઉપર ચોમુખજી છે ત્હાં પણ દર્શન કરવાં. ચોથું બાબુ ધનપતિસિંઘનું **ઘરદેરાસર** છે. ત્હેમાં શ્રી આદીશ્વર ભગવાન્, બિરાજમાન છે. અને પાંચમું દેરાસર બજારમાં બાબુ કીર્તિચંદ શેઠના મકાનમાં **શ્રીપાર્શ્વનાથ** ભગવાનનું છે. આ દેરાસર બહુજ સુંદર છે. ગભારો કાચનો છે અને મૂળનાયકની પ્રતિમા રત્નની છે. બાહુચરમાં પાંચે દેરાસરોએ દર્શન કરી **કટગોળા** આવવું.

**કટગોળા**—અહિં બાબુ લક્ષ્મીપતિસિંગનો એક મ્હોટો બાગ છે. આ બાગની અંદર એક બંગલો તથા એક વિશાળ દેરાસર છે. જહેમાં મૂલનાયક **શ્રીઆદીશ્વર** ભગવાન્ બિરાજમાન છે–આ દેરાસરમાં બે રત્નની પ્રતિમા તથા એક પાનાની પ્રતિમા અતીવ દર્શનીય છે. આ બગીચામાં બીજા એક દેરામાં જીનદત્તસૂરિ અને જીનકુશલ સૂરિનાં પગલાં છે. આ બગીચો બહુજ જોવા લાયક છે. લોકો જોવા માટે ઘણા આવે છે, બંગલો પણ જોવા લાયક છે. અહિંથી થોડે દૂર પગ રસ્તે જતાં મહિમાપુર આવે છે.

**મહિમાપુર**—અહિં પહેલાં નદી કીનારે ખાસ કસો-ટીનું બાંધેલું એક મ્હોટું દેરાસર હતું પરન્તુ તે થોડાં વર્ષો ઉપર નદીમાં ખીંચાઇ ગયું છે. આ દેરાસરના મૂલનાયક **શ્રીપાર્શ્વનાથ** પ્રભુની કસોટીની પ્રતિમા, એક રૂપાની **ચો-વીસી** અને એક **કુંથુનાથ** પ્રભુની રત્નની પ્રતિમા, આટલી ચીજો હાલ નવા બંધેલા જગત શેઠના મકાનમાં છે ખાસ દર્શન કરવા લાયક છે. આ સિવાય આદીશ્વર ભગવાનની, અને બીજી ધાતુની પ્રતિમાઓ નદી કીનારે-અસલ સ્થાને એક તુટેલા ખંડેરમાં છે, ત્હાં દર્શન કરવાં. જે કસોટીનું દેરાસર નદીમાં તણાઇ ગયું છે, ત્હેના થાંભલા વિગેરે કેટલોક સામાન કસોટીનો નિશાની દાખલ હજુ પણ નદી કિનારે એક વૈ-ષ્ણવના મંદિરની સ્હામે પડયો છે, જોવા ચાહનારે અવશ્ય જોવો કે કેવી કારીગરીથી તે મંદિર બનાવેલું હોવું જોઇએ ?

આ સિવાય અહિંથી સાત ગાઉ દુર **કાસિમબજાર** છે, ત્હાં વહાણમાં બેસી જઇ શકાય છે, તેમજ નદીપર ઉતરી એક માઇલ દૂર જીયાગંજનું સ્ટેશન છે ત્હાંથી પણ જવાય છે. જીયાગંજથી કાસિમબજાર સુધીનું રેલભાડું ૦—૨—૦ બેસે છે.

**કાસિમબજાર**—કાસિમબજાર રેલમાં આવવાથી વધારે

અનુકુળ પડે છે. સેવા પૂજા ત્હાં કરવી. કાસિમબજાર સ્ટેશનથી એક માઇલ દૂર એક દહેરૂં આવેલું છે. જહેમાં મૂલનાયક **શ્રીનેમનાથ** ભગવાનની કસોટીની ન્હાની પ્રતિમા છે. દેરાસરમાં બીજી બે પ્રતિમા અન્ય ધાતુની અને એક રત્નની પ્રતિમા છે. અહિં સેવા પૂજા કરી વહાણુમાં બેસી પાછા અજીમગંજ આવવું.

અજીમગંજનાં બધાં દહેરાં ઘણાં રળીઆમણાં છે. સમેતશીખરની યાત્રા કરવા આવનારે અવશ્ય અહિંની યાત્રાનો લાભ લેવો, લાખો રૂપિયા ખર્ચ કરી મંદિરો બનાવી, ખુબ મનોહર મનોહર પ્રતિમાઓ પધરાવેલી છે. ત્હેનાં દર્શન થશે. અજીમગંજ આવનારે માત્ર અજીમગંજનાંજ દહેરાંના દર્શન કરી ઉપડી ન જતાં પાસે પાસેનાં કે જે જે સ્થળો આ પુસ્તકમાં બતાવ્યાં છે, ત્હેનાં પણ દર્શન કરવાં.

આ શહેર ખરેખર એક મ્હોટા તીર્થ જેવું છે. શિખરજી તથા કલકતે પધારનાર સાધુમુનિરાજોએ ખાસ અજીમગંજમાં પધારવું જોઇએ. જોકે જૈનોની વસ્તી બહુ કમ છે પરન્તુ મંદિરોની શોભાતો એક અપૂર્વજ દેખાય છે.

અહિંથી કલકત્તે જવાના બે રસ્તા છે. એક તો ઇસ્ટ ઇંડીઆ રેલવેમાં નલહટ્ટી થઇ હાવરા સ્ટેશને જવાય છે,

જ્હેનું રેલ ભાડું ૨–૦–૯ છે. જ્હારે બીજો રસ્તો ઇસ્ટર્ન બેંગોલ સ્ટેટ રેલવેમાં જીયાંગંજથી શનાધાટ થઇ સીયાલડા જવું પડે છે. રસ્તામાં ટ્રેન બદલવી પડતી નથી અને રેલ ભાડું ૧–૧૦–૬ છે. બીજા રસ્તે જવું સારૂં છે. અહિં જોવા લાયક સ્થાનો પૈકી ચાર ગાઉ દૂર હજારો બાગ ( મુર્શીદાબાદ ) છે, જ્હાં સુરાજોદૌલાનો મહેલ અને બગીચો છે. વહાણમાં તથા જીયાગંજથી રેલમાં જવાય છે. ઇચ્છા હોય ત્હેણે જોવા જવું—ઉપરના બે રસ્તાઓ પૈકી બીજે રસ્તે કલકત્તા આવવું.

## કલકત્તા.

જીયાગંજથી કલકત્તાનું ભાડું ૧–૧૦–૬ છે. સીયાલડા સ્ટેશને ઉતરવું. શહેરમાં બરતલા સ્ટ્રીટ નં. ૫૯ માં ધર્મશાળા છે, પરન્તુ કોઇ વખતે કોઇને ઉતરવા દે છે, કોઇ વખતે નથી પણ ઉતરવા દેતા, આ સિવાય બીજી કોઇ ધર્મશાળા ખાસ જૈનોની નથી. એક ધર્મશાળા બાબુ લાભચંદ મોતીચંદની બરતલા સ્ટ્રીટની પાસે થોડે દૂર છે, પરંતુ ત્હેની અંદર દરેક વર્ણના લોકો ઉતરે છે, સાંભળવામાં આવ્યું છે કે આ ધર્મ શાળામાં એવા પણ લોકો ઉતરે છે કે જેઓ ધર્મશાળામાં ઉતરી માછલી–માંસનો આહાર કરે છે- જો આ વાત સાચી

હોય તો ખેદની વાત છે. જાત્રાળુઓએ સ્ટેશનથી બે માઇલ દૂર દાદાવાડીમાં આવેલ બાબુ બદ્રિદાસના બગીચામાં ધર્મ શાળામાં ઉતરવું. અહિં દરેક વાતે સગવડ સારી છે. કલકત્તા શહેર જોવા લાયક છે.

દેરાસરોની વિગીતઃ—

૧ **શ્રીશીતલનાથનું**—રાયબહાદુર બાબુ બદ્રિદાસજીના ખાસ બગીચામાં છે, આ દેરાસર ઘણું મ્હોટું તેમ બીલકુલ કાચનું છે. કાચની કારીગરી આ મંદિરમાં અપૂર્વ છે. આ દેરાસર જહેવું હિંદુસ્તાનમાં ભાગ્યેજ કોઇ દેરાસર દેખવામાં આવે છે. દરેક વર્ણના લોકો આખો દિવસ અહિં આવતા જતાજ રહે છે. આ દેરાસરમાં મૂલનાયકજીની પ્રતિમા ઘણીજ મનોહર છે. દેરાસરને ફરતો મ્હોટો સુંદર બગીચો છે, બગીચો પણ જોવા લાયક છે. બગીચાની અંદર ઠેકાણે ઠેકાણે વિજલીક દીવા ગોઠવેલા છે, તેપણ ખાસ જોવા લાયક છે. આ બગીચામાં બાબુ સાહેબનો બંગલો તેમજ બીજાં મકાનો છે. તે અપૂર્વ શોભા દેઇ રહ્યા છે.

૨ **શ્રીચંદ્રપ્રભુનું**—બગીચાની બાહાર બાબુ મુન્નાલાલ હીરાલાલનું આ મંદિર છે. આ પણ ઘણું મ્હોટુંજ છે.

૩ **શ્રીમહાવીરસ્વામીનું**—બગીચાની સ્હામે દાદાજીના બગીચામાં આ દેરાસર છે. ત્હાં પણ દર્શન કરવાં. આ

સિવાય શહેરની અંદર બડા બજાર વિગેરે સ્થળે શિખર બંધ તથા ઘર દેરાસરો છે ત્હાં દર્શન કરવા અવશ્ય જવું.

૪ શ્રી **સંભવનાથનું**-આ ઘર દેરાસર હરિસન રોડપર આવેલ બાબુ બદ્રિદાસજીના ખાસ રહેવાના મકાનની ઉપર છે. આ દેરાસરમાં મૂળનાયક તરિકે શ્રી સંભવનાથની પ્રતિમા સોનાની છે. અને મુગટ પાનાનો છે. આજુબાજુએ શ્રી-પાર્શ્વનાથ અને સંભવનાથની પ્રતિમાઓ રત્નની છે. વળી અહિં આદીશ્વર ભગવાનનાં પગલાં પોખરાજનાં ખાસ દર્શ-નીય છે.

૫ શ્રી **શાન્તિનાથનું**—આ ઘર દેરાસર પણ બડા બજારમાંજ છે. તે બાબુ જીવણદાસ પ્રતાપચંદ ઝવેરીનું છે. પ્રતિમા ધાતુની છે અહિ દર્શન કરી મુખ્ય દેરાસરે આવવું.

૬ શ્રી**શાન્તિનાથનું**—આ વિશાળ શિખરબંધ દેરાસર 'તાલોપટી–કટનીસ્ટ્રીટ' માં આવેલું છે. મૂળનાયક શ્રીશાન્તિ-નાથજી, ઉપર ચોમુખજી, અષ્ટાપદજી તેમજ એક બીજા ગભારામાં શ્રીઋષભદેવજી વિગેરે અન્ય ઘણી પ્રતિમાઓ છે. દેરૂં ઘણું રળીઆમણું છે અહિં સેવા પૂજા કરવાને માટે દરેક જાતની સગવડ સારી છે. શહેરના લોકો અહિંજ પ્રાયઃ સેવા પૂજા કરે છે. અહીંથી બરતલા સ્ટ્રીટમાં આવવું.

૭ **શ્રીકેશરીઆજીનું**—આ ઘર દેરાસર બરતલા સ્ટ્રીટમાં બાબુ હીરાલાલ મુનાલાલના મકાનમાં છે. અહીંથી બે મકાન મૂકીને આગળ જવું કે એક ઘર દેરાસર છે ત્યાં આવવું.

૮ **શ્રીસંભવનાથજીનું**—આ ઘર દેરાસર બાબુ માધવલાલના મકાનમાં ઉપરોક્ત ઘરદેરાસરની પાસેજ છે. અહિંથી થોડે દૂર બજારમાં થઇને આવવું. તો એક 'સિકદરપાડો' નામનો મહોલ્લો આવશે.

૯ **શ્રીપાર્શ્વનાથનું**—સિકદરપાડામાં ઘરદેરાસર બાબુ હીરાલાલ મુકીમના મકાનમાં છે ત્યાં દર્શન કરી પાછા બડા બજારમાં આવવું. બડાબજારમાં થઇ મુરધીહટ્ટામાં આવવું.

૧૦ **શ્રીસંભવનાથનું**—આ ઘરદેરાસર મુરધોહટ્ટામાં બાબુ માધવલાલજી દુગડના ખાસ રહેવાના મકાનમાં છે.

આ પ્રમાણે ૪ શિખરબંધ અને ૬ ઘરદેરાસરોનાં દર્શન કરવાં.

કલકત્તામાં **ધર્મનલાસ્ટ્રીટ**માં મ્હોટા મ્હોટા ઝવેરીઓની દુકાનો, મ્હોટી મ્હોટી ઓફીસો વિગેરે જોવા લાયક છે.

અહિં જોવા લાયક સ્થાનો પૈકી મ્યુઝીયમ (અજાયબ ઘર), જીયોલોજીકલ ગાર્ડન (અલીપુરા—ચીડીયાખાનું), ઇડન્સ ગાર્ડન, તથા બોટોનિકલ ગાર્ડન વિગેરે ઘણાંએક સ્થાનો

ખાસ જોવા લાયક છે. દરેક સ્થળે જવા માટે વીજળીની ટ્રામવે મોજૂદ છે. બૉટોનિકલ ગાર્ડનમાં હોડીમાં બેસી જવાય છે.

આ શહેરમાં કેટલેક સ્થળે મુંબઇ જહેવી પહોળી સડકો નથી અને તેથી ગાડી, ગાડાં વિગેરેની ગરદી વધારે થઇ જવાથી ચાલનાર લોકોને બહુ કષ્ટ પડે છે માટે યાત્રાળુઓએ બરાબર સાવધાનીથી ચાલવું.

---

કલકત્તા સુધી યાત્રાળુ આવી એકદમ પાછા દેશ ચાલ્યા જાય છે, કેટલાક બીજે બીજે સ્થળે જાત્રા કરવા પણ જાય છે. આ બુકમાં કેટલાંક સ્થાનો યાત્રાળુઓને જવા લાયક છે તે લખી બતાવવામાં આવે છે. જવું ન જવું યાત્રાળુઓની મરજી ઉપર છે.

કલકત્તાથી રવાના થઇ બાંકીપુરાથી ગયાજી આવવું.

## ગયા—ભદ્દીલપુર.

ગયાજી બૌદ્ધોનું તીર્થ સ્થાન છે. ગયામાં બૌદ્ધનાં કેટલાંક સ્થાનો ખાસ જોવા લાયક છે. અહિંથી ૧૨–૧૪ કોશ ઉપર હટવરીઆ કરીને ગામ છે. તેહેને શાસ્ત્રમાં ભદ્દીલપુર તરીકે ઓળખાવેલ છે અહિ શીતલનાથ પ્રભુનાં ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન એમ ચાર કલ્યાણકો થએલ •

છે. હાલતો તીર્થ વિચ્છેદ છે. ક્ષેત્રફરસના કરવા જવું હોયતો ગયાજીથી ગાડીઓ ભાડે મળી શકે છે. શહરઘાટી, હણ્ડર-ગંજ થઇને જવાય છે. હટવરીયા ગામની પાસે એક ન્હાનો પહાડ છે. તે ઉપર એક મંદિર બનેલું છે, પ્હેલાંતો ત્હેમાં મૂર્તિ બિરાજમાન હતી, હાલ કંઇ નથી—ક્ષેત્રફરસના કરી પાછા ગયાજી આવવું. ગયાજીથી બાંકીપુર સ્ટેશને આવી અલાહાબાદની ગાડીમાં બેસવું.

## અલ્લાહાબાદ–પુરિમતાલનગર.

અલાહાબાદ એક જોવાલાયક શહેર છે. શહેરની અંદર ચોકમાં એક દિગમ્બરીઓની ધર્મશાળા છે ત્હેમાં ઉતરવું અથવા તો સરાયમાં ઉતરવું. શહેરથી એક કોશ દૂર અલા-હાબાદનો કિલો છે. આ કિલ્લો જોવા લાયક છે. આ સ્થા-નને પહેલાં પુરિમતાલ નગર ' તીર્થ કહ્યું છે. અહિં પહેલાં શ્રી ઋષભદેવ ભગવાનને કેવળ જ્ઞાન થયું હતું. હાલ તીર્થ-વિચ્છેદ છે. ક્ષેત્ર ફરસના માત્ર છે. આજ કિલ્લાની અંદર એક ભોંયરૂં છે. ત્હેમાં સાદા પથ્થરનાં પગલાં રાખેલાં છે. લોકો આ ચરણનાં દર્શન કરે છે. જ્ઞાની જાણે શું છે?

## કૌશાંબી નગરી.

અલાહાબાદથી ૧૭–૧૮ ગાઉ ઉપર એક પપોઅસામા છે, અહિં રસ્તો સડકનો છે, ગાડીઓ જઇ શકે છે. આ

આને શાસ્ત્રમાં ' કોશાંબીનગરી ' તીર્થ કહેલું છે. અહિં પદ્મપ્રભુનાં ચાર કલ્યાણક થએલાં છે. હાલ તીર્થ વિચ્છેદ છે. ક્ષેત્ર ફરસના થઇ શકે છે. અહિં કંઇપણ વસ્તુ મળતી નથી. રસ્તાની અંદર ગામડાં આવે છે. અહિં એક ન્હાનો પહાડ છે. ત્હેના ઉપર દિગમ્બરીઓનું મંદિર છે. અહિંની ક્ષેત્ર ફરસના કરી પાછા અલાહાબાદ આવવું.

## નાગપુર.

અલાહાબાદથી નાગપુર લાઇન પકડવી, અને નાગપુર આવવું. ઘણાખરા યાત્રીઓ કલકત્તા સુધીની જાત્રા કરી નાગપુર આવી દક્ષિણમાં જાય છે. માટે આ બુકમાં પણ દક્ષિણની થોડી મુસાફરી લખવામાં આવી છે. શહેરમાં એક ન્હાની ધર્મશાળા છે ત્હાં ઉતરવું. અહિં શહેરમાં બે દેરાસરો છે.

૧ **શ્રીશ્રેયાંસનાથનું**—આ દહેરૂં મ્હોટું છે, દહેરામાં એક મહાવીર સ્વામીની રત્નની પ્રતિમા છે.

૨ **શ્રીઆદીશ્વરનું**—આ દેરાસરને યતિનું દહેરૂં કહે છે. ગભારાની બહાર આરસમાં રૂપિયા જડેલા છે.

અહિંથી થોડે દૂર કામટી શહેર છે. ત્હાં રેલ રસ્તે જવું. રેલવે ચાર્જ ૦–૨–૩ લાગે છે. અહિં શ્રીઆદીશ્વર

ભગવાનનું એક દ્હેરૂં છે. નાગપુરની યાત્રા કરી આકોલે આવવું.

## આકોલા.

નાગપુરથી આકોલાનું ભાડું ૧-૧૦-૦ છે. સ્ટેશનથી શહેર એક માઇલ દૂરછે. ઘોડા ગાડીઓ વિગેરે મળેછે, શહેરમાં બજાર વચ્ચે એક દેરાસર છે અને ત્હેની નિચે એક ન્હાની ધર્મશાળા છે ત્હેમાં મુકામ કરવો આ મંદિરનાં દર્શન કરી અંતરીક્ષજી જવું. અંતરીક્ષજી (સીરપુર) અહિંથી ૪૦ માઇલ દૂર છે. ગાડાં જાય છે. રસ્તામાં એક મુકામ કરવો પડે છે.

## અંતરીક્ષજી.

આકોલાથી ગાડાં કરી અંતરીક્ષજી આવવું. અહિં એક મ્હોટી ધર્મશાળા છે. ત્હેમાં મુકામ કરવો. અંતરીક્ષજી એક મ્હોટું તીર્થ છે. દરેક યાત્રીએ અવશ્ય અહિંની જાત્રા કરવી. અહિંના દેરાસરમાં શ્રીઅંતરીક્ષજી પાર્શ્વનાથની ઘણીજ પ્રાચીન અને અલૌકિક પ્રતિમા નિચે ભોંયરામાં એક ગોખલામાં બિરાજમાન છે. આ પ્રતિમા લંકાધિપતિ રાવણે ભરાવેલી છે. આ પ્રતિમાનો મહિમા અપૂર્વ છે. આ પ્રતિમા સંબંધી એક એવી કથા ચાલે છે કેઃ-

“ એક વખતે રાજા રાવણ, માલી, સુમાલી વિદ્યાધરો સાથે વિમાનમાં બેસી ફરવા ગયો હતો, વિમાન ઘણે દૂર ચાલી નિકળ્યું, અને બપોરનો વખત થઈ ગયો. હવે રાવણને જીનપ્રતિમાનું પૂજન કર્યા સિવાય જમવાનો નિયમ હતો. અને પ્રતિમા તો ઘેર ભૂલી ગયેલ હતો. અને એવ હ્હેણે ત્હાં આગળ અંતરીક્ષ પાર્શ્વનાથની વેલુમય પ્રતિમા ભરાવી ત્હેનું પૂજન કરી પછી ત્હેણે ભોજન કર્યું. તત્પશ્ચાત પ્રતિમાજીને એક સરોવરમાં પધરાવી પોતે ઘેર ગયો. અધિષ્ટાયક દેવના જોરથી આ પ્રતિમા જહેવી ને ત્હેવી અખંડ રહી. કેટલોક વખત વિત્યાબાદ એક દિવસ બિંગલપુરનો શ્રીપાલ નામનો એક કુષ્ટરોગી રાજા ત્હાં આવ્યો. અને સરોવરમાં હાથ-પગ-મ્હોં ધોઇ પોતાને ઘેર ગયો. પ્રતિમાજીના પ્રભાવથી તે રાજાનો રોગ દિન પ્રતિદિન ઓછો થવા લાગ્યો. એ રીતે બીજી વખત પણ તે સરોવરમાં ન્હાવાથી તે રાજાનો રોગ તદ્દન નાશ પામ્યો. અને ત્હેનું શરીર સ્વચ્છ નિર્મળ થઇ ગયું. આથી પ્રતિમા ઉપર ત્હેની પ્રીતિ વધી. એને ત્હેને સ્વપ્નમાં થએલી આજ્ઞા મુજબ પ્રતિમાને સરોવરથી બહાર કઢાવી કાચા તાંતણે ગાડુ બાંધી ત્હેમાં પધરાવી જરા પણ પાછું જોયા વગર ગાડાને સિધા પોતાના નગર તરફ હાંકવા માંડયું. રસ્તામાં પ્રતિમા ઉપરની પ્રીતિથી

રાજાએ પાછું જોઇ લીધું. બસ. પ્રતિમાવાળું ગાડું એકદમ સ્થિર થઈ ગયું. રાજા જરા ખીન્ન થયો. પરન્તુ ખરો રાગી હોવાથી તેજ સ્થળે સિરપુર નામક ગામ વસાવી ત્હેમાં એક દેરાસર બંધાવી પ્રતિમાજી પધરાવ્યાં. અને પ્રતિદિન ત્રિકાળ પૂજન કરી પોતાનો ભવ સફળ કરવા લાગ્યો. તે વખતે પ્રતિમાજીનો ચમત્કાર એટલો બધો હતો કે એક સ્ત્રી માથે બેડું લઇને ચાલી જાય તેટલી અધર હતી. હાલતો આ દુઃખમ કાળમાં નિચેથી એક કપડું નિકળી જાય ત્હેટલી અધર પ્રતિમા છે.

આવા કલિકાળમાં પણ આ પ્રતિમાનો આટલો પ્રભાવ છે. માટે દરેક યાત્રીએ આ તીર્થનાં અવશ્ય દર્શન કરી જન્મ સફળ કરવો.

અહિં દિગમ્બરીઓનું જોર વધારે છે. શ્વેતામ્બર દિગમ્બરના પૂજાના વારા બાંધેલા છે. અર્થાત્ અમુક વાગ્યા સુધી શ્વેતામ્બર પૂજા કરે, અને અમુક વાગ્યા સુધી દિગમ્બર પૂજા કરે. શ્વેતામ્બરી ભાઇએ પોતાના સમયમાંજ પૂજા કરી લેવી. કેમકે પાછળથી ઝગડો થવાનો સમય ન આવે. તીર્થના સ્થાનમાં ક્લેશ કરવો વ્યાજબી નહીં.

અહિંથી પાછા આકોલે આવવું.

## બુરાણપુર.

આકોલાથી બુરાણપુર આવવું. બુરાણપુર સુધીનું રેલ ભાડું ૧-૪-૦ છે. બુરાણપુર જતાં ભુસાવળમાં ટ્રેન બદલવી પડે છે. બુરાણપુર સ્ટેશનથી શહેર ત્રણ માઇલ દુર છે. અહિં એક ધર્મશાળા છે, ત્હેમાં મુકામ કરવો. પહેલાં અહિં ૧૭-૧૮ દેરાસર હતાં, પરન્તુ કેટલાંક બળી જવાથી તેમજ શ્રાવકોની પડતી દશાથી અને સાર સંભાળની ખામીથી હાલ ત્હેની સંખ્યા નવ જેટલી છે-

૧-૨ શ્રી **ચિંતામણીપાર્શ્વનાથ** અને **ગોડીપાર્શ્વનાથ**ના મંદિર શીતુશાહના મહોલ્લામાં છે ત્હાં દર્શન કરવાં.

૩ શ્રી **ધર્મનાથ** અને **શાન્તિનાથનું** લાખેરવાડીમાં છોટાવાલાજીની ગલીમાં છે. આ દેરાસરમાં એક રત્નની અને એક પાનાની પાર્શ્વનાથની પ્રતિમા છે.

૪ શ્રી **મંધરસ્વામીનું**—લાખેરવાડીમાં છે.

૫ શ્રી **વાસુપૂજ્ય** અને **ચંદ્રપ્રભુનું** મૂળનાયક તરિકે.

૬ શ્રી **શાન્તિનાથનું** દેરાસર છે.

૭ શ્રી **આદીશ્વર** ભગવાનનું છે.

૮ શ્રી **નેમનાથનું** છે. આ દેરાસરના બીજા ગભારામાં શ્રી મક્ષીજી પાર્શ્વનાથ છે.

૯ શ્રી **શાન્તિનાથનું** દેરાસર મ્હોટા રસ્તે છે. મેડા ઉપર શ્રી શ્રેયાંસનાથ છે.

એ પ્રમાણે નવ દેરાસરો ઘણાં સુંદર છે. ત્હેનાં દર્શન કરવાં. આ ગામમાં એવું કંઇ ખાસ જોવા લાયક સ્થાન નથી. અહિંથી પુના જવું.

## પુના.

બુરાણપુરથી પુના આવવું. બુરાણપુરથી પુનાનું ભાડું ૩–૧૩–૦ છે. પુના જતાં મનમાર અને ધોન્ડ એ સ્થાને ટ્રેન બદલવી પડે છે. તેમ કલ્યાણ સ્ટેશને ટ્રેન બદલીને જવાય છે. પહેલા રસ્તે ભાડું થોડું છે. પુના શહેર જોવા લાયક છે, સ્ટેશનથી શહેર દોઢ માઇલ દૂર છે. શહેરમાં બે ત્રણ ધર્મશાળાઓ છે, જ્યહાં અનુકુળ પડે ત્યહાં ઉતરવું. શહેરમાં ન્હાનાં મ્હોટાં કુલ દશ દેરાસરો છે.

૧ શ્રી ગોડીપાર્શ્વનાથનું, ૨ શ્રી **આદિશ્વરજીનું** ૩–૪ શ્રી **આદીશ્વરજીનાં**, આ ચારે દેરાસરો વૈતાળ પેંઠમાં છે. પહેલા દેરાસરની ઉપર શ્રી **જગવલ્લભપાર્શ્વનાથ** નિચે શ્રી **સંખેશ્વરપાર્શ્વનાથ**, અને ભોંયરામાં શ્રી **ચિંતામણિપાર્શ્વ-**

નાથ છે, તે બધે સ્થળે દર્શન કરવાં. બીજા અને ત્રીજા દેરાસરમાં ન્હાવાની સગવડ છે.

૫ શેઠ. વજેચંદ કીકાચંદના મકાનમાં (શનિવાર પેંઠમાં )

૬ શેઠ. બહેચરદાસ માનચંદના મકાનમાં રવિવાર પેંઠમાં.

૭ સેઠ. દીપચંદ કંકુચંદના મકાનમાં શહેરથી દોઢ માઇલ દૂર છે.

૮ શ્રી આદીશ્વર ભગવાનનું સોલાપુર બજારમાં છે

૯ શ્રી સાન્તિનાથનું લશ્કર બજારમાં છે અને

૧૦ શ્રી વાસુપુજય સ્વામીનું વાનવાડીમાં છે

એ પ્રમાણે સાત શિખર બંધ અને ત્રણ ઘર દેરાસર મળીને દશ દેરાસરનાં દર્શન કરવાં.

આ શહેર પ્રાચીન છે. જોવા લાયક છે, પ્હેલાં આ નગર પેશ્વાની રાજધાની હતું. અહિંનાં કેટલાંક જોવા લાયક સ્થાનો જોઈ મુંબાઇ આવવું.

## મુંબાઈ.

પુનાથી મુંબાઇનું ભાડું ૧-૪-૦ છે. મુંબઇ શહેરમાં આવવા માટે બોરીબંદર સ્ટેશને ઉતરવું. મુંબઈ તે મુંબાઇ .

જ છે. આજ ન્હાનું લન્ડન કે ન્હાનું પેરીસ થઇ પડયું છે. યાત્રીએ લાલબાગમાં ઉતારો કરવો. લાલબાગમાં દરેક રીતે સગવડ ઠીક હોય છે.

દેરાસરોની વિગત.

| | |
|---|---|
| ૧ ગોડીપાર્શ્વનાથનું<br>૨ શ્રી મહાવીરસ્વામીનું<br>૩ શ્રી આદીશ્વરજીનું | આ ત્રણે દેરાસરો પાયધૌની ઉપર આવેલાં છે. |

૪ શ્રી ચિંતામણી પાર્શ્વનાથનું ગુલાલવાડીમાં છે,

| | |
|---|---|
| ૫ શ્રી શાન્તિનાથનું<br>૬ શ્રી નમીનાથનું | આ બે દેરાસરો ભીંડી બજારમાં છે. |

૭ શ્રી આદીશ્વરનું. મારવાડી બજારમાં છે.

૮ એક મિંદર ખાસ લાલબાગમાં છે.

૯ એક મંદિર ભાયખલામાં છે.

૧૦ એક મંદિર કોટમાં છે.

૧૧ એક મંદિર કોલાબામાં છે.

૧૨-૧૩ બે દેરાસરો બંદર ઉપર છે.

| | |
|---|---|
| ૧૪ શ્રી સુપાર્શ્વનાથનું<br>૧૫ શ્રી આદીશ્વરનું<br>૧૬ શ્રી ગોડીપાર્શ્વનાથનું | આ ત્રણે દેરાસરો વાલકેશ્વરમાં આવેલાં છે. |

આ પ્રમાણે સોળ દેરાશરો ઘણા સુશોભિત અને મનો-હર છે, ત્હેનાં દર્શન સેવા પુજા કરવી.

આ સિવાય દાદર, થાણા, માહીમ, ઘાટકુપર અને અગાસી વિગેરે ઘણે સ્થળે દેરાસરો છે ત્હાં રેલમાં બેસી જાત્રા કરી આવવી.

મુંબઈ એક હિન્દુસ્થાનમાં પહેલે નંબરે ગણાતું સુપ્રસિદ્ધ શહેર છે. વેપારનું પણ ભારે મથક છે. ખરી રીતે કહીએ તો આખા શહેરનાં એક એક મકાનો, એક એક સડકો, એક એક બજારો એવાં પ્રત્યેક સ્થાન જેવા લાયક છે. પરન્તુ ખાસ કરી મુંબાઈમાં આવનાર શખ્સે ટંકશાળ, ટાટા હોટેલ, ટાટાપેલેસ, રાજબાઈ ટાવર, લાઇટ હાઉસ, વિક્ટોરીઆ ગાર્ડન, ક્રાફર્ડ મારકીટ, કોટનાં વિશાળ મકાનો, તેમજ પાલવા, એન્ડસ્ટેન્ડ, ચોપાટી વિગેરે હવા ખાવાનાં સ્થાનો વિગેરે વિગેરે ખાસ જેવા લાયક છે. અહિંથી રવાના થઇ સુરત આવવું.

## સુરત.

કોલાબાથી સુરત સુધીનું રેલવે ભાડું ૧–૧૫–૦ છે. સ્ટેશનથી શહેર એક માઇલ દૂર છે. અહિં ત્રણ ચાર ધર્મ-શાળાઓ છે. એક ધર્મશાળા શેઠ દેવચંદ લાલભાઇની

ખલાસી ચકલામાં છે. ત્હાં અથવા જ્હેમાં અનુકૂળ પડે ત્હાં ઉતરવું. અહિંનાં દેરાસરોની વિગતઃ—

| | |
|---|---|
| ૧ શ્રી **મહાવીર સ્વામીનું**<br>૨ શ્રી **અષ્ટાપદજીનું** | આ બે દેરાસરો ખલાસી ચકલામાં છે. |

૩ **સંભવનાથનું** મગનલાલ વકીલના ખાંચામાં છે.

| | |
|---|---|
| ૪ **મનમોહનપાર્શ્વનાથનું**<br>૫ શ્રી **ધર્મનાથનું**<br>૬ શ્રી **સંખેશ્વરાપાર્શ્વનાથનું**<br>૭ શ્રી **ધર્મનાથનું** | આ ચાર દેરાસરો ડાહ્યાભાઈ વકીલના ખાંચામાં છે. |

શ્રી ધર્મનાથના દેરાસરમાં ભોંયરામાં સૂર્ય મંડનની પ્રતિમા મ્હોટી અને અદ્‌ભૂત છે–ત્હેનાં દર્શન કરવાં

૮ શ્રી **સંભવનાથનું** નગીનભાઇ મંછુભાઇનું છે.

૯ શ્રી **શીતલનાથનું** પ્રેમચંદ રાયચંદની ધર્મશાળામાં છે.

૧૦ શ્રી **શાન્તિનાથનું** અરજીલાલના મોહોલ્લામાં છે.

૧૧ શ્રી **વાસુપુજય** સ્વામીનું મ્હોટું દેરાસર મ્હોટી પોળમાં છે.

૧૨ શ્રી પાર્શ્વનાથનું પણ મ્હોટી પોળમાં છે.

| | |
|---|---|
| ૧૩ શ્રી **અનંતનાથનું**<br>૧૪ શ્રી **ચંદ્રપ્રભુનું**<br>૧૫ શ્રી **મનમોહનપાર્શ્વનાથનું**<br>૧૬ શ્રી **શાન્તિનાથનું**<br>૧૭ **ઉમરવાડીપાર્શ્વનાથનું** | આ પાંચે દેરાસરો ઓસવાળ મહોલ્લામાં આવેલાં છે. |

૧૮ શ્રી **શાન્તિનાથનું**
૧૯ શ્રી **આદીશ્વરનું**
૨૦ શ્રી **આદીશ્વરનું** } આ ત્રણ દેરાસરો માળો ફળીઆમાં આવેલાં છે.

૨૧ શ્રી **કુંથુનાથનું** મ્હોટે રસ્તે છે.

૨૨ **નાનપુરાના બગીચામાં** એક દેરાસર છે.

૨૩ શ્રી **મહાવીરસ્વામીનું** નાણાવટમાં છે.

૨૪ શ્રી **આદીશ્વરનું** રત્નની પ્રતિમાવાળું નાણાવટમાં છે.

૨૫ શ્રી **અજીતનાથનું** દેરાસર હનુમાનની પોળમાં છે.

૨૬ શ્રી **નમીનાથનું** પાનડોલી પોળમાં છે.

૨૭ શ્રી **ગોડીજીનું** નગરશેઠની પોળમાં છે.

૨૮ શ્રી **કલ્યાણપાર્શ્વનાથનું** કબુતર ખાનામાં છે.

૨૯ શ્રી **અજીતનાથનું** તારાવાળાની પોળમાં છે.

૩૦ શ્રી **મંધરસ્વામીનું**
૩૧ શ્રી **આદીશ્વરનું** } આ બે મુન્નરગલીમાં છે.

૩૨ શ્રી **ચિંતામણીનું** મ્હોટું દેરૂં સૈયદપુરામાં છે.

૩૩ શ્રી **ચંદ્રપ્રભુનું** શ્રાવક પોળમાં છે.

૩૪ શ્રી **પાર્શ્વનાથનું** રસ્તા ઉપર હરિપુરામાં છે.

૩૫ શ્રી **શીતલનાથનું** છાપરીઆ શેરીમાં છે.

૩૬ શ્રી **આદીશ્વરનું**
૩૭ શ્રી **સુપાર્શ્વનાથનું** } ગોલ શેરીમાં છે.

૩૮ શ્રી **ચંદ્રપ્રભુનું** } નવાપરામાં, કુંભારવાડામાં છે.
૩૯ શ્રી ગોડીજીનું }

૪૦ શ્રી **શાન્તિનાથનું** } તલકચંદ માસ્તરની વા-
૪૧ શ્રી **પાર્શ્વનાથનું** } ડીમાં છે.

૪૨ શ્રી **વિમલનાથનું** સોની ફળીઆમાં છે.

૪૩ શ્રી **સુવિધિનાથનું** } દેશાઇની પોળમાં આવે-
૪૪ શ્રી **અજીતનાથનું** } લાં છે.

૪૫ શ્રી **આદીશ્વરનું** લાઇન્સમાં છે. અને

૪૬ **એક દેરાસર** સિધરામ પુરામાં છે.

એ પ્રમાણે કુલ બેતાલીસ દેરાસરો અને બીજાં કેટલાંક ઘર દેરાસરો છે. ત્હેનાં દર્શન કરવાં. આ સિવાય રાંદેરમાં છ દેરાસરો છે.

## રાંદેર.

સુરતથી તાપી નદીનો પુલ ઓળંગી જમણી તરફ અઢી માઇલ દૂર '**રાંદેર**' ગામ છે. અહિં આવી અહિંનાં દેરાસરોનાં દર્શન કરવાં. ૧ શ્રી **શાન્તિનાથનું** લાલા ઠાકોરની પોળમાં છે. ૨ શ્રી **આદીશ્વરજીનું**, ૩ શ્રી **નેમનાથનું** ઉત્તમરામની પોળમાં છે. ૪ શ્રી **આદીશ્વરજીનું**, ૫ શ્રી **મનમોહન પાર્શ્વનાથનું**, અને ૬ શ્રી **શાન્તિનાથનું** ઘર દેરાસર. આ છએ દેરાસરો, ઘણાં સુંદર અને ખાસ દર્શનીય છે માટે યાત્રીએ અહિં અવશ્ય આવી યાત્રા કરવી.

## કતારગામ.

વળી શહેરથી બે માઇલ દુર **કતારગામ** છે, ત્હાં શ્રી **આદીશ્વરજી**નું મ્હોટું દેરાસર છે. આ સ્થળપણ ઘણું રળીઆમણું છે. ધર્મશાળા વિગેરે છે. અહિં આવીને પણ યાત્રા કરી જવી. અહિંથી પાછા **સુરત** શહેરમાં આવી, ઝઘડીઆ આવવું.

## ઝઘડીયા.

સુરતથી રેલ રસ્તે ઝઘડીઆ સુધીનું ભાડું ૦—૧૦—૦ છે. સ્ટેશનથી ગામ એક માઇલ જેટલું દુર છે. અહિં શ્રી **આદીશ્વરભગવાન**નું એક મ્હોટું દેરાસર છે. દેરાને ફરતી વિશાળ ધર્મશાળાં છે, ત્હેમાં મુકામ કરવો.

આ સ્થળપણ ઘણું રમણીય છે, અહિં આવનારને અતીવ આનંદ થાય છે. અહિં દેરાસરમાં ૧૦૮ દીવાની આરતી ઉતરે છે. અહિંથી રવાના થઇ વડોદરે આવવું.

## વડોદરા.

ઝઘડીઆથી વડોદરાનું ભાડું ૦—૧૪—૦ છે, વડોદરા શહેર ખાસ જોવા લાયક છે. ગાયકવાડી રાજ્યની રાજ્યધાની તેમજ નામદાર ગાયકવાડ સરકારને રહેવાનું સ્થાન

હોવાથી અહિંનાં કેટલાંક સ્થાનો જોવા લાયક છે. અહિ સોલ મ્હોટાં તથા ચૌદ ઘર દેરાસર છે.

૧ શ્રી ચિંતામણજીનું પીંપલા શેરીમાં છે.

૨ શ્રી આદીશ્વરજીનું } આ બે જાની શેરીમાં છે.
૩ શ્રી ચંદ્રપ્રભુનું }

૪ શ્રી કુંથુનાથનું ઘડીઆળી પોળમાં છે.

૫ શ્રી આદીશ્વરજીનું ચોટા ઓળમાં છે.

૬ શ્રી ચંદ્રપ્રભુનું સુલતાનપરામાં છે.

૭ શ્રી દાદા પાર્શ્વનાથનું વેલુની પ્રતિમાવાળું નરસિંહ પોળમાં છે.

૮ શ્રી ગોડીજીનું બાબાજી પરામાં છે.

૯ શ્રી કલ્યાણ પાર્શ્વનાથનું } મામાની પોળમાં છે.
૧૦ શ્રી વીરપ્રભુનું }

૧૧ શ્રી શાન્તીનાથનું કોઠી પોળમાં છે.

૧૨ શ્રી સંખેશ્વરાપાર્શ્વનાથનું ફતેહપુરામાં છે.

૧૩ શ્રી નેમનાથનું મહેતા પોળમાં છે.

૧૪ શ્રી શીતલનાથનું નવી પોળમાં છે.

૧૫ શ્રી આદીશ્વરનું મકમદ વાડીમાં છે.

૧૬ શ્રી મનમોહનપાર્શ્વનાથનું પટોલીઆ પોળમાં છે.

આ પ્રમાણે શિખરબંધ સોલ દેરાસરો ઘણાં મનોહર

અને ભવ્ય છે માટે ત્હેનાં દર્શન કરી ઘરદેરાસરોનાં દર્શન કરવાં.

| | |
|---|---|
| ૧ તારાચંદ સેકમચંદનું<br>૨ ઘેલાભાઇ હીરાચંદનું<br>૩ મોતીલાલ હરખચંદનું | આ ત્રણ ઘરદેરાસરો પીંપળા શેરીમાં છે. |
| ૪ ગુલાબચંદ પુરૂષોત્તમદાસનું<br>૫ ગોકલભાઇ દુર્લભદાસનું<br>૬ દામોદર જમનાદાસનું | આ ત્રણ દેરાસરો કોલાખાડીમાં છે. |
| ૭ વીરચંદ રૂપચંદનું ઘડીઆળી પોળમાં છે. | |
| ૮ હીરાભાઇદલપતભાઇનું<br>૯ ત્રીભોવન ભીખાભાઇનું<br>૧૦ અમીચંદ માણેકચંદનું<br>૧૧ કહશનદાસ અમથાશાનું<br>૧૨ ચુનીલાલ હરીભાઇનું<br>૧૩ નારાયણદાસ કોઠારીનું<br>૧૪ ભાઇચંદ વર્ધમાનનું | ઇત્યાદિ ઘરદેરાસરો નરસિંહ પોળમાં છે |

આ સિવાય વડોદરાથી ત્રણ ગાઉ દૂર **છાણી** ગામ છે ત્હાં પણ **શ્રીશાન્તિનાથ** અને **કુંથુનાથ**નાં બે દેરાસર છે, વળી બે ગાઉ દૂર **તરસાલી** છે ત્હાં **આદીશ્વરજી**નું દેરાસર છે. અને ત્રણ ગાઉ દૂર **મકરપુરા**માં પણ એક દેરાસર છે. આ બધાં દેરાસરોએ અવશ્ય દર્શન કરી આવવાં. વડોદરામાં જોવા લાયક સ્થાનો પૈકી મકરપુરા, કામાટી બાગ, ત્હેમાંનું સંગ્રહસ્થાન, અને રાજમહેલ વિગેરે મુખ્ય છે. આ

બધા સ્થાનો પાસ ક્ષેઈને જોવા જવાય છે, વડોદરા છેલ્લો મુકામ થયો. અહિંથી શહેર અહમદાવાદ જવું.

## અહમદાવાદ.

વડોદરાથી અહમદાવાદ સુધીનું રેલભાડું ૦-૧૨-૦ છે. અહમદાવાદ શહેરના યા બીજા કોઇ પણ ગામના યાત્રીએ દરેક સ્થળે યાત્રા કરી અહમદાવાદમાં આવ્યા બાદ અહમદાવાદની શહેર યાત્રા અવશ્ય કરવી. અહમદાવાદ જૈનપુરી છે અનેક જીનાલયો મોજુદ છે અને યાત્રા ખાસ કરવા લાયક છે. માટે શહેર યાત્રા અવશ્ય કરવી. શહેરયાત્રા કરવા ઇચ્છનારે ' અમદાવાદ શહેરયાત્રા ' નામનું એક પુસ્તક કવિતાના રૂપમાં મુનિરાજ શ્રી રત્નવિજયજીએ બનાવેલું છે, તે આધારે કરવી. હવે યાત્રા સંબંધી વર્ણન અહિંજ સમાપ્ત કરવામાં આવે છે.

વ્હાલા યાત્રાર્થીઓ ! યાત્રા કરવાનો મુખ્ય હેતુ એજ હોય છે, કે સંસારિક ઉપાધિથી નિવૃત્ત થઈ, તીર્થ જેવા પવિત્ર સ્થાનમાં જઇ, શુભ ભાવનાથી ભાવિતાન્તઃકરણ થવું. હરેક માણસ પોતાના ગામની અંદર આવેલાં દેરાસરોનાં દર્શન કરી કૃતાર્થ થઇ શકે છે. પરન્તુ દૂર દૂર તીર્થોની અંદર જવાનું કારણ એટલુંજ હોય છે કે દરેક પ્રકારની

ઉપાધિથી મુક્ત થવાય, કોઈ પણ પ્રકારની મનમાં આળ જંજાળ રહે નહિ, અને શુદ્ધ, ભાવથી પ્રભુનાં દર્શન-સેવા-પૂજા વિગેરે થઈ શકે. વળી ત્હેની સાથે જે ભૂમિમાં તીર્થંકરાદિ પવિત્ર પુરૂષો વિચરેલા છે. ત્હેવી ભૂમિમાં જવાથી એક અપૂર્વ જ આનંદ અનુભવાય છે. અને તેટલા માટે તીર્થ યાત્રા કરવી તે મનુષ્ય માત્રને માટે પરમ આવશ્યકતા છે. શાસ્ત્રકારોએ પણ ઉપદેશાધિકારમાં એજ કહ્યું છે કેઃ '**वपुः पवित्रीकुरु तीर्थयात्रयां** શરીરની પવિત્રતા તીર્થ યાત્રાથીજ થાય છે. માટે તીર્થ યાત્રા અવશ્ય કરવી જોઇએ. તીર્થ યાત્રા કરનારે ખાસ કરી તીર્થ યાત્રા પૂરી થાય ત્હાં સુધીમાં તો ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, ઈત્યાદિ કષાયોને દૂરજ કરવાં, કોઈ દિવસ પોતાના સાથીઓમાં કલેશ-કંકાસ કરવો નહિ, વળી બને ત્હાં સુધી દરેક યાત્રીએ મુસાફરી સમયે ગરમ પાણી પીવું, ગરમ પાણી પીનારને સ્થાન સ્થાનનાં પાણી કોઇ જાતની ખરાબ અસર કરતાં નથી. વળી તીર્થ યાત્રા કરતાં કરતાં કોઈ સ્થળે સાધુ મુનિરાજ બિરાજતા હોય તો ત્હાં અવશ્ય તેઓનાં દર્શન કરવા જવું, કેમકે આ પણ એક જંગમ તીર્થજ છે.

તીર્થયાત્રા સમાપ્ત થયા બાદ જુદી જુદી જાતના યથાશક્તિ અભિગ્રહ ધારણ કરવા, નિયમો ધારણ કરવા. કે જ્હેથી હમેશાંને માટે ભાવનાથી ભાવિતાન્તઃકરણ રહે, હમેશાં સારા સારા વિચારો ઉદ્‌ભવે, માટે અવશ્ય અભિગ્રહો ધારણ કરવા; બની શકે તો યથાશક્તિ વ્રતો ઉચ્ચરવાં. કે જ્હેથી કરીને શરીરની પવિત્રતા સાથે આત્માની પવિત્રતા થતી રહે.

છેવટ—આ ન્હાની બુકનો હરેક શખ્સ સ્હેલાઇથી લાભ ઉઠાવી શકે, તેટલા માટે ત્હેની અંદર વ્યર્થ બાબતોનો સમાવેશ ન કરતાં ઉપયોગી ઉપયોગી બાબતોજ લખવામાંઆવી છે. તેમજ જ્યહાં સુધી બન્યું છે ત્યહાં સુધી જહેમ સુગમતા પડે ત્હેમજ સૂચનાઓ આપવામાં આવેલી છે, આશા છે કે યાત્રા કરવાના અભિલાષી પુરૂષો આ ન્હાની બુકથી મ્હોટો લાભ અવશ્ય ઉઠાવશે. ૐ **शान्तिः शान्तिः शान्तिः**

**અમદાવાદ.**
તા. ૧-૫-૧૨
મિતિ વૈશાખ સુદી ૧૫
વીર સં. ૨૪૩૮

**લેખક.**
યાત્રીઓનો અનુમોદક.
**પરીખ મોતીલાલ મગનલાલ**

# NOT LOTTERY TICKETS BUT SOUND BENEFICIAL INVESTMENT.

## આ લોટેરીની ટીકીટો નથી પણ લાભકારક સદ્ધર ધીરધાર છે.

## ONE RUPEE BENEFICIAL BONDS.

ISSUED BY.

## THE BHARAT HITVARDHAK LIFE INSURANCE COMPANY.

બોર્ડઓફ ડાયરેકટર્સ એન્ડ એડવાઇઝર્સ.

રા. રા. ડોકટર મણીલાલ પુનાતર એસ્કાવયર.

જી. બી. વી. સી. એચ, એ. વિનાયક ઓઇલ એન્ડ મેન્યુફેકચરીંગ કું. લી ના એજન્ટ.

જામનગર—અમદાવાદ.

રા. રા. વકીલ ધનરાજજી ગુલાબચંદ એસ્કવાયર

સ્ટેટપ્લીડર—રતલામ.

શેઠ કેશવલાલ મનસુખભાઇ સતીયા અમદાવાદ.

શેઠ. ડાહ્યાભાઇ દેવચંદ બનારસ.

શેઠ સાંકલચંદ નાનાચંદ. મુંબાઇ.

એમ. એમ. પરીખ.

(કોઓપરેટીવ બેન્કીંગ સેલીંગ સપ્લાઇંગ એક્સપોર્ટીંગ એન્ડ ઇમ્પોરટીંગ સોસાઇટી અને ભારત હિત વર્ધક લાઇફ ઇન્સ્યુરન્સ કંપનીના મેનેજીંગ એજન્ટ.) **અમદાવાદ.**

હિન્દુસ્તાન અને દૂરના લોકોને વીમા કંપનીના નફાનો લાભ આપવાના શુભ હેતુથી શ્રી ભારતહિત વર્ધક લાઇફ ઇન્સ્યુરન્સ કંપનીએ રૂપીઆ દસ લાખનાં ફક્ત એક રૂપીઆ વાળાં લાભ કારક બોન્ડ કાઢેલાં છે.

જ્યારે લોટેરીની ટીકીટોમાં લોકોએ લાખો અને કરોડો રૂપીઆ ગુમાવેલા છે અને ગુમાવે છે ત્યારે આ બોન્ડોમાં તેવું કંઈ પણ ગુમાવાનું નથી. કારણ કે પોતાના રૂપીઆનો હક હમેશ કાયમ રહેવા ઉપરાન્ત દર વરસે દરેકને તે મુંડી ઉપર નફા પ્રમાણે વ્યાજ આપવામાં આવે છે અને તે બોન્ડ (કંપનીના શેરોની માફક) વેચી શકાય છે.

આ ઉપરાન્ત દરેક મેમ્બરને બોનસનો મોટો લાભ વહેલા યા મોડા મલી શકે તે માટે નીચે મુજબ ગોઠવણ કરવામાં આવી છે.

દર વરસે બોનસ માટે કાઢવામાં આવેલી રકમ રૂ. ૨૫૦૦૦

| બોનસના ઇનામની સંખ્યા | બોનસના ઇનામની રકમ | કુલ રૂપીઆ. |
|---|---|---|
| ૧૦ | ૧૦૦૦ | ૧૦૦૦૦ |
| ૧૦ | ૫૦૦ | ૫૦૦૦ |

| | | |
|---|---|---|
| ૧૦ | ૨૫૦ | ૨૫૦૦ |
| ૨૦ | ૧૨૫ | ૨૫૦૦ |
| ૩૦ | ૫૦ | ૧૫૦૦ |
| ૩૦ | ૨૫ | ૭૫૦ |
| ૧૩૦ | ૧૦ | ૧૩૦૦ |
| ૨૯૦ | ૫ | ૧૪૫૦ |
| ૫૩૦ | | ૨૫૦૦૦ |

તા. ક. દર સાલ ડીસેમ્બર આખર સુધીમાં જેટલાં બોન્ડ ભરાયાં હશે તેના પ્રમાણમાં બોનસની રકમ કાઢવામાં આવે છે.

બોન્ડસ ઉપર વહેંચવામાં આવતું વ્યાજ—આ બોન્ડસનાં એકત્ર થયેલાં નાણાં વીમા કંપનીની થાપણ તરીકે ગણવામાં આવશે. ને તેથી તે નાણાના ઉપજતા વ્યાજ ઉપરાન્ત તેના બદલામાં પ્રીમીયમોમાંથી સેંકડે એક ટકો વધારેનો બોન્ડસવાળાને મલી શકશે. તેમજ થાપણને પણ કોઇ પણ દિવસ નુકશાનીમાં ઉતરવાનો સંભવ નથી. આથી વ્યાજ, બોનસ, પ્રીમીયમનો લાભ હમેશાં મલે છે તેમજ થાપણ હમેશાં કાયમ રહે છે.

જે બોન્ડસવાળાઓને બોનસનું ઇનામ મળશે તે લોકોને તેટલે પુરી થઇ ગયા પછી બીજી વખત પણ બોનસના ઇનામનો લાભ ચક્રવર્તી વ્યાજની માફક વારંવાર મલ્યા કરશે.

વધુ ખુલાસા માટે નીચેને સરનામે લખો.

| | | |
|---|---|---|
| સબ એજંટ | | **એમ. એમ. પરીખ** |
| **શેઠ ડાહ્યાભાઇ દેવચંદ જૈની** | | **ભારતહિત વર્ધક લાઇફ ઇન્સ્યુરન્સ કંપની.** |
| કાશી સીલ્ક અને બનારસના કાપડના વેપારી | | મેનેજીંગ એજન્ટ. |
| મછરહટાધ્રાટક બનારસસીટી | | રીચીરોડ—**અમદાવાદ.** |

---

બોન્ડસ લેવા ઇચ્છનારે નીચેનું ફોર્મ ભરી મોકલવું.

**શ્રીયુત ભારતહિત વર્ધક લાઇફ ઇન્સ્યુરન્સ કંપનીના મેનેજીંગ એજન્ટ જોગ.**

**સાહેબ.**

ઉપલી વીમા કંપનીના અંગે કાઢવામાં આવેલાં વન રૂપી બેની ફીશીઅલ બોન્ડસ ( એક રૂપીઆનાં લાભકારક બોન્ડો ) ના ધારા ધોરણને અનુસરી મ્હને બોન્ડસ        આપવા મ્હેરબાની કરશો. તેની કિમંતના રૂ.        અંકે રૂપીઆ        આ સાથે મોકલેલા છે તે લેઈ પોહોંચ આપશો.

બોન્ડસ માગણી કરનારનં

**નામ.**

**ઠેકાણું.**

**ધંધો.**

**તારીખ.**

# જીંદગીનો વીમો ક્યાં ઉતરાવશો?

## ધી ભારતહિત વિર્થક લાઈફ ઈન્સ્યુરન્સ કંપનીમાં

શા માટે? કારણકે તેના વર્ગો અને પ્રીમીઅમો સરલ અને સારાં છે તથા લાભ વિશેષ છે.

## વર્ગ ૧ લાની સમજુતી.

ફક્ત આખી જીંદગીમાં એક વખત એક રૂપીઓ ભરવાથી આ જીંદગીનો વીમો ઉતરાવી શકાય છે (ફરીથી કંઇ પણ ભરવું પડતું નથી.).

જેવી રીતે રૂ. ૧)નું ફક્ત આઠ આના સેંકડેના વ્યાજે એકસો આઠ વરસે રૂ. ૨૫૬ થાય છે અને રૂ. ૧) નું ટકા એકના વ્યાજે એકસો આઠ વરસે રૂ. ૧૨૯૯૯૨ થાય તેવી રીતે આ કંપનીની ગોઠવણ રાખવામાં આવી છે.

જ્યારે બીજી કંપનીઓ બતાવે છે કે દર સાલ રૂ. ૨૫) ભરશો તો જલદી મરણ થયેથી રૂપીઆ એક હજાર મળશે ત્યારે આ કંપનીમાં જેમ વધારે જીવે તેમ વધારે લાભ મળે છે.

સ્ત્રી, પુરૂષ, છોકરાં દરેક મોટી અગર નાની ઉમ્મરનો વીમો ઉતારી સકાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| વી. ઉ. ૫. | વ. ૧ માં | મ. પા. ■. | રૂ. ૧ થી | ૨-૮-૦ |
| ,, | ૧૦ મે | ,, | ૫ થી | ૩૫-૦-૦ |
| ,, | ૨૫ મે | ,, | ૨૦ થી | ૨૫૦ |
| ,, | ૫૦ મે | ,, | ૮૦ થી | ૧૨૦૦ |
| ,, | ૭૫ મે | ,, | ૨૦૦ થી | ૨૦૦૦ |

ઉપર મુજબ ફાળો આવી શકે છે. અને ઓછાં મરણ થાય તો વધુ ફાળો આવે અને વધુ મરણ થાય તો ઓછો ફાળો આવે તો તેના વાલીના હકમાં ફાયદો વધુ થાય છે.

અને જીવતાં દરેક પાંચે વરસે જે ફાળો વહેંચાય તેની એક આની ભાગ જો જોઇએ તો આપે છે. અને તેનો હક પંદર આની રહે છે. બીજે પાંચે વરસે ફરીથી મળે અને હક ચૌદ આની રહે એમ દરેક પાંચે વરશે વર્ષે નફાની રકમ મળ્યા કરે, અને તેના વારસદારના હકમાંથી પહેલાં જેટલી આની ઉપાડી હોય તેના વરાડ મુજબ ઓછા મળે એટલે પહેલી વખતે પાંચમે વર્ષે ફાળો રૂ. ૧૬ અથવા ૧૨ નો વહેંચાય તો રૂ. ૧ અગર ૦-૧૨-૦ મળે એ મુજબ બીજી વખત તેથી વધુ અને ત્રીજી વખતે તેથી વધુ એમ મળ્યા કરે. ઉપર મુજબ નફો મળવાનું કારણ પહેલું.

## કારણ બીજું.

એક લાખ મેમ્બરે બે હજાર સરેરાશ મરણ થાય તે તેને બદલે મેમ્બર આપે તેથી કોઇ દીવસે મેમ્બર ઘટેજ નહિ, અને તેનો વધારો નીચે મુજબ—

| | | |
|---|---|---|
| એહ.મે.વ.૧લામાંમ. પાત્નેતીરી. | ૧—૦—૦ મુ. રૂ. | ૨૦૦૦—૦—૦ |
| ૨ જા માં | ૧—૪—૦ | ૨૫૦૦—૦—૦ |
| ૩ જા માં | ૧—૮—૦ | ૩૦૦૦—૦—૦ |
| ૨૫ મે | ૭—૦—૦ | ૧૪૦૦૦—૦—૦ |
| ૫૦ મે | ૧૯—૮—૦ | ૩૯૦૦૦—૦—૦ |

દર સાલ ઉપર મુજબ વધારો પડે તથા નવા મેમ્બરો જે લાવીએ તેનો વધારો તથા ભરેલી રકમ કાયમ હોય તે શીવાય બીજાં ઘણુાક કારણોના લીધે ઉપર મુજબ મળી શકે છે.

તા. ક.—વીમો ઉતરાવ્યા પછી માસ ૧ ની અંદર મરણ થાય તો તેને લાભ આપવામાં આવશે નહિ, તે ઉપરાન એક દિવસ થસે તો હકદાર ગણુાશે.

ગમે તે માણુસનો વીમો ઉતરાવશે તો તેનો લાભ પ્રીમીયમ ભરનારનેજ મળશે.

નાણાં સધર જામીનગીરી ઉપર તથા સારા ધંધામાં રોકાશે કે જેથી કંપની જોખમમાં આવવા સંભવ નથી.

જેમ જલદી વીમો ઉતરાવશો તેમ વધુ ફાયદો છે. જેમ કહેવત છે કે કાંકરે કાંકરે પાળ બંધાય, અને ટીંપે ટીંપે સરોવર ભરાય, તેમ થોડી મુડીએ વધુ લાભ મેળવવા ફાર્મમાં નામ ભરી હેડ ઓફીસનું સરટીફીકેટ મેળવવું કે પાછળથી પસ્તાવું પડે નહિ.

અને વળી બીજા વર્ગોની પોલીસીઓનો લાભ ઘણીજ સહેલાઇથી લઇ શકાય છે.

વધુ ખુલાસા માટે હેડ ઓફીસે પુછવું.

દેશાવર માટે ચાલાક એજન્ટો જોઇએ છે.

રીચીરોડ—**અમદાવાદ.**

# ધી કોઓપરેટીવ. બેન્ડીંગ, સેલીંગસપ્લાઇંગ એકસપોર્ટીંગ એન્ડ ઇમ્પોર્ટીંગ સોસાઇટી.

રીચીરોડ—**અમદાવાદ.**

## વેપારીઓ અને સદ્‌ગૃહસ્થોને ઉત્તમ તક.

૧ અમદાવાદના તેમજ બહાર ગામના દાખલ થનાર મેમ્બરને ફક્ત એકજ રૂપીઆમાં એક માસ સુધી સઘળી વસ્તુઓ ( ગમે તે મૂલ્યની હોય તોપણ ) વિના કમીશને મોકલવામાં આવે છે.

૨ માલ ખરીદ કરવામાં વેપારીઓ તરફથી જે વળતર આ કંપનીને મળશે તે રકમ બાદ કરી ભાવ ગણવામાં આવશે અને જે ભાવ લેવામાં આવશે તે ભાવ વળતર કાપીને ચોકખો ભાવ સમજવો.

૩ વી. પી થી માલ મંગાવનારે અગાઉથી ચોથા ભાગનાં નાણાં મનીઓડરથી મોકલવાં.

૪ પેકીંગ અને મજુરી તેમજ પોસ્ટેજ અથવા રેલ્વે ખર્ચ મંગાવનારને શીર છે.

૫ શહેરના મંગાવનારને દસ શેર વજન સુધીનો માલ વગર ખર્ચે મોકલવામાં આવે છે.

૬ દારૂ, માંસ, ચરબી વગેરે વગેરે હિંદુ ધર્મ વિરૂદ્ધ વસ્તુ મોકલવામાં આવતી નથી.

૭ વધુ વિગત માટે મેનેજરને લખો.

એમ. એમ. પરીખ એન્ટ કુ.

પ્રોપ્રાઇટર્સ.

# હમારે ત્યાંથી નીચેના પુસ્તક મલી સકસે

જૈન સ્તવનાવળી ભાગ. ૧—૨—૩ પુજા કરવાની વિધિ, ચૈતવંદન કરવાની વિધિ, ચૈતવંદનો, સ્તવનો, થોયો, સ્નાત્ર ભણાવવાની વિધિ, નેમનાથનો સ્લોકો, ગહુલીઓ, પુજાઓ, આરતીઓ, ચોવીસ તીર્થંકરનાં માતા પીતાનાં નામ, રસીક ગાયનો, ૧૯૦૦ વર્ષનું કેલેન્ડર વીગેરે કીંમત રૂ. ૦—૪—૦

## છપાય છે! છપાય છે!

જૈનસ્તવનાવળી ભાગ ૪—૫—૬

જૈન સંસ્કૃત સ્લોકો સહીત સામાન્ય તથા પંડીત, દરેક વર્ગને પ્રીય, ભરપુર હકીકત સાથે છપાય છે. કીંમત રૂ. ૦—૪—૦

હીસાબી કીતાબ ભાગ ૧ લો:—

એક પાઇથી રૂ ૩૦—૦—૦ સુધીના દરેક ચીજના તૈયાર હીસાબ ગણેલા કીંમત રૂ. ૨—૦—૦

હીસાબી કીતાબ ભાગ ૨ જો:—

રૂ ૧ નું પા અધોળથી બે મણ સુધીના તૈયાર હીસાબ ગણેલા કીંમત રૂ ૨—૦—૦

**પરીખ મોતીલાલ મગનલાલ.**

ગુસાપારેખની પોલ—**અમદાવાદ.**

# જાહેર ખબર.

સર્વે બંધુઓને ખબર આપવામાં આવે હમારાં તમામ પુસ્તકો શાળાઓ તથા લાઇબ્રે માટે અડધી કીંમતે આપવામાં આવશે. દેશાવ ઓને વી. પી. થી મોકલવામાં આવશે. બુકસે સારૂ કમીશન આપવામાં આવશે.

**નીચેને ઠેકાણેથી પુસ્તકો મલી શકશે.**

**મુંબાઈ શેઠ. સાંકલચંદ નાનચંદ.**
પારસીગલી નં. ૪

**બનારસ શેઠ. ડાહ્યાભાઇ દેવચંદ.**
મચ્છરા હટાફાટક.

**ભોજક પરસોતમદાસ નરભેરામ ભેલપુર.**

**માંડવગઢ મેનેજર રાયચંદ ચતુરભુજ**

**માતર શા. રાયચંદ એમચંદ.**

**સમરશીખર. પાર્શ્વનાથ હીલના મેનેજર.**

**અમદાવાદ.** કર્તા પાસેથી ગુસાપારેખની પોળ.